રૂકિમણી—જે વાત દેવે ગોપબંધુને કહેવા યોગ્ય માની અને અમે તેથી અયોગ્ય ઠર્યા, હવે એથી વધારે પ્રતીતિ શી જોઇએ ? દેવ સુખી થાવ, વાતો કરો, અને બેસો. જો મેં અવિવેક કર્યો એમ લાગતુ હોય તો ક્ષમા કરશો. ( ण )

કૃષ્ણદેવ—પ્રિયા ! મિત્ર અને મહિલા એ બે શબ્દજ ભિન્ન છે, તો તેમની કૃતિ ભિન્ન કેમ ન હોય ! મારૂં આચરણ શાસ્ત્રસમત છે. જુઓ, ( ત )

શ્લોક.

સાચા વયસ્ય નિકટે, સહુ વાત થાયે,
તેવી પ્રિયા નિકટ ના, કદિયે વદાયે;
એવુ અમે મુનિમુખે, સુણિયું સદાયે,
એ ન્યાયનીતિ નડતી, ન પ્રિયા ! મનાયે. ૬

રૂકિમણી—( ક્રોધાક્રાંત થઈ ચાલવા માંડેછે ) મહારાજ ! ત્યારે તેનેજ કહો અને ખત્તા ખાવ.

કૃષ્ણદેવ—( દેવીને ઉઠી અટકાવેછે ) પ્રિયા ! હાસ્યવિનોદ શ્રવણ કરી આમ રીસાઇ જવુ ઘટે નહિ.

શ્રીદામો—( દેવી ન સાંભળે તેમ ) દેવ ! મને કહેવા દ્યો; (પ્રકાશ) દેવિ ! તમે સાંભળેલી વાત તો હાસ્યવિનોદનીજ છે, તોયે તમે અસારમાંથી સારમાંથી થઇ દેવની થતી નિંદા અટકે એવો કઇ ઉપાય બતાવો તો અમે ગોવાળિયા તે ગોવાળિયાજ રહીશું અને અમારા મહારાજને પણ તેમજ કહીશું. ( થ )

---

( ण ) રૂકિમણી તેનુ વર્ણન કરી બતાવેછે જે વાત ઇ૦ ( ત ) મહીલા-સ્ત્રી. કૃતિ—આચરણ અર્થાત્ તેમના પ્રતિ આચરણ શાસ્ત્રસમત—શાસ્ત્રે પ્રમાણ કરેલુ.

૬ શ્લોક—વસંતતિલકા વયસ્ય-મિત્ર. એ ઇ૦—હે પ્રિયા ! એ ન્યાયની નીતિ અને નડતી હોય એમ મનાતું નથી.

( થ ) પ્રકાશ-સર્વે સાંભળે તેમ. અસારમાંથી—નિંદારૂપ અસાર અર્થમાંથી અથવા અમારી વાતચિત રૂપ અસાર—તુચ્છ—લક્ષ્ય ન આપવા જેવા અર્થમાંથી અમારા મહારાજને ઇ૦—અર્થાત્ કૃષ્ણને પણ ગોવાળિયાજ કહીશું ! કેમકે નિંદા અટકા

**રૂકિમણી**—( સરોષ ) ગોપનંધુ ! મહારાજ તારી આજ્ઞા માનશે, કે તેમને કૃપાકટાક્ષ મેળવવા છે ! ( દા )

**શ્રીદામો**—તથાસ્તુ

**કૃષ્ણદેવ**—( શ્રીદામાને બોલતો અટકાવી ) એની સાથે એમ આચરવાથી શું ? ( દા )

**રૂકિમણી**—દેવ ત્યારે એને વારો કે મારી સાથે જીભાજોડી કરે નહિ ( એવે ત્યાં કનકમાલિકા પ્રવેશ કરે છે ).

**કનકમાલિકા**—( સહર્ષ ) દેવિ ! પકડી લાવી.

**રૂકિમણી**—( વિચારી ) હલા ! કોને ? ( ણા )

**કનકમાલિકા**—મણિચોર કહેનારને.

**રૂકિમણી**—સખિ ! એનો કંઇ ઉપયોગ નથી. આપણે નથી એ કાર્યને માટે યોગ્ય કે નથી દેવ જાધાવવાના જશ; માટે તેને છોડી દે.

**કનકમાલિકા**—જેવી દેવીની આજ્ઞા. ( એમ કહી જાયછે ).

**કૃષ્ણદેવ**—( દેવી ન નિરખે તેમ વયસ્યને મુક્ત કરેલો જન જોવા સૂચવેછે ) ( પ્રકાશ ) દેવિ ! એમ અપરાધીને મુક્ત કરવો એ ઘટાગ્ત નથી. ( તા )

**રૂકિમણી**—દેવ જેની અયોગ્યમા ઘટના કરે તેણે યોગ્ય થવુ ક્યાં ઘટાગ્ત છે ? ( થા )

**કૃષ્ણદેવ**—પતિ ગમે તેમ આચરે, કિન્તુ પ્રત્યેક પ્રિયાએ સ્વામિનું હિત વાચ્છવું એવી શાસ્ત્રાજ્ઞા છે.

---

વવાનો ઉપાય તમે બતાવ્યો તે તેમનાથી શોધી કહાશે નહિ માટે, ઉપાય નહિ બતાવો તો તમે પણ ગોત જિયાની પત્ની તુલ્ય કહેવાશો એવો માર્મિક આક્ષેપ છે।

( દા ) સરોષ—રીસ સહિત ( શ્રીદામાનો આક્ષેપ સમજવાથી )

( દા ) કૃષ્ણનુ આ વાક્ય રૂકિમણીપ્રતિ છે

( ણા ) હલા—સખી ( જુઓ સા. ૬ ) " हलेतिसदृशींप्रेष्या"—" પોતાના સરખી દાસીને ' હલા ' એવુ સંબોધન કરવુ."

( તા ) વયસ્યને—મિત્ર શ્રીદામાને ( થા ) ઘટના કરે—અર્થાત્ ગણના કરે—અયોગ્ય ન છતાં અયોગ્ય છે એમ ઘટાવે

શ્લોક.

ચંદ્રિકા પરભવવા, અભ્રે અબ્જિજ સદાય સંતાયે;
યુવતિ ! અવલોકો તે, નિરખી શશિને ત્વરાવડે સાંયે. ૭

રૂક્મિણી—દેવ ! શાસ્ત્રાજ્ઞા ખોટી નથી પણ જ્યારે રાહુ ચંદ્રને ઢાકવા તૈયારજ હોય ત્યારે ચંદ્રિકાનું શું ચાલે ? ( હા )

શ્રીદામો—( સરોષ ) શું સારે અમો રાહુ ! હશે રહ્યા અમારે ઘેર. સતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા ( એમ કહી જવા માંડેછે ).

કૃષ્ણદેવ—વયસ્ય ! તું પણ આવાં રીસામણાં મનામણા કરાવવા સજ થયા કે શું ?

શ્રીદામો—મહારાજ ! અમને કોણ મનાવે એવું છે કે અટકાવે એવું છે ? ગોપબંધુ તો હાંસરૂપ થયાછે; તે જો નહિ નીકળે તો નરેણી-વાળા નાપિતને બરકતાં ક્યા બૂમ કે બાહાર થવાની છે ! ( એમ કહી ચાલ્યો જાયછે. )

---

૭ શ્લોક—ગીતિવૃત્ત ચંદ્રિકા ઇ૦—ચંદ્રિકા ( ચાંદરણું—ચંદ્રનો પ્રકાશ ) ને પત્ની કલ્પીને ચંદ્રને પતિ કલ્પે છે અને તે દૃષ્ટાંતદ્વારા શાસ્ત્રાજ્ઞા કહી બતાવે.છે: ચંદ્રિકાનો પરાભવ કરવાને—તેને ઢાંકી પાડી દેવાને અબ્જિજ ( ચંદ્ર ) સદાય અભ્રે ( વાદળામાં ) સંતાઇ જાયછે; ( પણ તેથી રીસાઇને ચંદ્રિકા ચંદ્રનો ત્યાગ કરતી નથી. ત્યારે શું કરેછે ? ) હે યુવતિ ! તે અવલોકો ( જુઓ ); તે શશિને નિરખીને ત્વરાવડે તેને સાંયે-પકડેછે. ચંદ્ર વાદળામાંથી નીકળ્યો કે પાછી ચંદ્રિકા પ્રકાશમાન થઇને તેનું અનુસરણ કરેછે ! તેજ પ્રમાણે તમારે પણ મારાં આચરણ તરફ લક્ષ ન આપતાં મારું હિત માત્ર કરવું એજ તમારો ધર્મ છે. નીતિશાસ્ત્રમાં પણ કહેછે, કે—

" प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो
यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम् ।
तन्मित्रमापदि सुखे च समक्रियायः
देतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ "

" પોતાનાં સારા આચરણવડે જે પિતાને પ્રસન્ન કરેછે તેને પુત્ર કહેવો, અને જે પોતાના સ્વામીનુંજ હિત ઇચ્છે છે તેને સ્ત્રી કહેવી; તેમજ જે આપત્તિ અને સુખમાં સરખી રીતિએ વર્તેછે તેને મિત્ર કહેવો. એવાં પુત્ર, પત્ની, અને મિત્ર જગતમાં પુણ્ય-શાલીનેજ મળે છે. " ( હા ) રાહુ—( શ્રીદામાને કહેવાને આક્ષેપ ).

**રૂકિમણી**—દેવ આવા ભોળાભાવથી કાર્ય કરી જવા ધારે છે, કે જેને શું બોલવું અને શું ન બોલવું તેનું પણ ભાન નથી ! ઠીકજ છે, "ધણીને સૂઝયું ઢાંકણીમાં અને પાડોશીને સૂઝયું આરશીમાં" !

**કૃષ્ણદેવ**—પ્રિયા ! બીજી કથા પડી મુકી પકડાવ્યો'તો કોને, શા કાજે અને તેને મુક્ત કેમ કર્યો તે મને જણાવો તો ઠીક.

**રૂકિમણી**—જે જણાવ્યાથી કે જાણવાથી અર્થસિદ્ધિ નથી તે જણાવવામાં શો સાર ?

**કૃષ્ણદેવ**—પ્રિયા અને પર્જન્ય એક સ્વભાવનાં છે તે ખોટું ન થવા માટે. ( ધા )

શ્લોક.

ન સારૂં નઠારૂં જુએ સ્થાન ક્યારે,
કરે વૃષ્ટિ મેઘો ઋતુકાળ જ્યારે;
પ્રિયા સ્વાર્થી માટે સદા એમ ધારે,
ન માને ધણી એવું એ ના વિચારે. ૬

**રૂકિમણી**—દેવ ! એ બોલવામાં જે મર્મ છે તેમેં જાણ્યો તત્વાર્થ એજ કે સ્ત્રીઓએ વિચાર કર્યા વગરનું ગમે તેમ બોલવું ! મહારાજ ! ગોપણ હું શરદ્કાળના સુખદ સમીર જેવાં મળી આવ્યા છે તેવડે હું તો સર્વ સારાં વનાજ માનું છું ! ( ના )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! અન્ય કથા જવા દઇ વદો કે મુક્ત કોને કર્યો ? અને તેને પકડાવ્યો'તો કેમ ?

**નાગરિકા**—હા મારી સખીના વિનાનું તો સમાધાન થયું વળી સુખમા દુઃખ ગ્રહે પણ કયા ? અને લગ્નસબંધી રૂક્મિણીના લોકની વાતો સાભળી પણ કોણ ? ( વા )

**શ્રીદામો**—નાગરિકા ! તારો અને મારો મંગધ સ્યમંતકની શોધ સંબંધે ઘણો ગાઢો થયેલો છે તેણે કરીનેજ હું તને ગુપ્ત વાત પૂછુછું, તે તું કહીશ કે નહિ ?

**નાગરિકા**—કગરે પૂજ્ય, જે હશે તે ખરેખર કહીશ.

**શ્રીદામો**—મે સાભળ્યું છે કે કૃતવર્મા, અક્રૂર આદિક જે સત્યભામા માટે સ્વામી તેના પિતાએ શોધી કાઢેના છે તે તેને ગમતા નથી એ ખરૂ છે કે ખોટું ?

**નાગરિકા**—અથવા એ વાત પૂછવાથી તને શો લાભ છે ?

**શ્રીદામો**—તારૂ અને મારૂ કાજ થાય તેવું છે માટે પૂછુછું, કહીદે જે હોય ખરૂ તે

**નાગરિકા**—હા તે તેને નથી ગમતા, પણ પછી શું ? ગાય અને કન્યાઓ દોરે ત્યાં જવુ પડે ! તું કંઇ નવું જૂનું કરછે ? ( શા )

**શ્રીદામો**—જો તારામા હિમ્મત હોય તો બેમાડી પાડીએ ચોકડું. પછે થાય સત્યભામા પટરાણી અને તું થઇ પછ તેની સખી જેણે કરી વધે તારો અને મારો ભાર !

---

બોનાવી ? એનો ઉત્તર મળેછે તુને છે અહીં કવિએ નાગરિકાના પ્રશ્નદ્વારા **નર્મ** નામે પ્રતિમુખસંધિના અંગનો નિક્ષેપ કર્યો છે "परिहासवचोनर्म"—" પરિહાસનું વચન તે નર્મ ' સ્યમંતકનો ચોર કોણ ? એ વચનથી બિંદુ મૂકીને તેનો પ્રયત્ન સાથે સમાગમ કર્યો છે માટે એ **પ્રતિમુખસંધિ** છે

( વા ) સત્યભામાનો કૃષ્ણને યોગ થવો એ વાત વચમા આવીરીનો પ્રસંગ આવવાથી જતો રહ્યો હતો તે પાછો તેના લગ્નસબંધી વાતથી સાભરી આવેછે માટે એ '**પરિસર્પ**' નામે પ્રતિમુખસંધિનું અંગ છ પરિસર્પનું લક્ષણ દશરૂપકમા કર્યુંછે,— "दृष्टनष्टानुसर्पणं परिसर्पः"

( શા ) નાગરિકા અને શ્રીદામાના સવાદમા **પ્રાસંગિક** વસ્તુ અને **યત્ન** નામે કાર્યાવસ્થા વર્ણાય છે તે સ્પષ્ટ છે ( પ્રાસંગિક વસ્તુ, યત્ન અને અવસ્થા વિષે પાછળ કહેવામા આવ્યું છે )

**નાગરિકા**—હા મારી સખીના પિતાનું તો સમાના । થયુ વળી સુખમા દુ ખ કહે પણ કયા ? અો લગમ બ ધી Cગાહુમા લોકની વાતો સાભળે પણ કોણ ? ( વા )

**શ્રીદામો**—નાગરિકા ! તારો અો મારો સ ા ધ સ્યમ તક ની શોધ સ ા ધે ઘણો ગાઢો થયલો છે તેણે કરીનેજ તને ગુપ્ત વાત પૂછુછુ, તે તુ કહીશ કે નહિ ?

**નાગરિકા**—કગરે પૂન્ય, જે હશે તે ખરેખર કહીશ

**શ્રીદામો**—મે સાભળ્યુ છે કે કૃતવર્મા, અક્રૂર આદિ જે સત્યભામા માટે સ્વામી તેના પિતાએ શોધી માર્દેના છે તે તેને ગમતા નથી એ ખરૂ છે કે ખોટુ ?

**નાગરિકા**—અના એ વાત પૂછવાથી તને શો લાભ છે ?

**શ્રીદામો**—તારૂ અને મારૂ કાર્જ થાય તેવુ છે માટે પૂછુછુ, કહીદે જે હોય ખરૂ તે

**નાગરિકા**—હા તે તેને નથી ગમતા, પણ પછી શુ ? ગાય અને કન્યાએ દોરે ત્યા જવુ પડે ! તુ કઇ નવુ જૂનું કરછે ? ( શા )

**શ્રીદામો**—જો તારામા હિમ્મત હોય તો તેમાની પાડીએ ચોકુ પછે થાય સત્યભામા પગ્નાણી અને તુ થઇ પણ તેના સખી જોજે કરી વધે તારો અને મારો ભાવ !

---

બોનાવી ? એનો ઉત્તર કહેછે તુને ઈ અહીં કવિએ નાગરિકાના પ્રશ્નત્રાસ **નર્મ** નામે પ્રતિમુખસ ધિના અગનો નિરૂપ કર્યો છે ' परिहासवचानम — ' પરિહાસનુ વચન તે નર્મ સ્યમતકનો ચોર કોણ ? એ વચનથી બિન્દુ મૂકીને તેનો પ્રયત્ન સાથે સમાગમ કર્યો છે માટે એ **પ્રતિમુખસ ધિ** છે

( વા ) સત્યભામાનો દ્ધાને યાગ થશે એ વાત વચમા આહીરીનો પ્રસગ આવ વાથી જતો રહ્યો હતો તે પ છો તેના લગ્નસબધી વાતથી સાભરી આવછે માટે એ **' પરિસર્પ'** નામે પ્રતિમુખસ ધિનુ અગ છે પરિસર્પનુ લક્ષણ દશરૂપકમા કહ્યુંછે, " दृष्टनष्टानुसरण परिसप

( શા ) નાગરિકા અને શ્રીદામાના સવા મા **પ્રાસ ગિક** વસ્તુ અને **ચંદન** નામે અર્થાવસ્થા વણાય છે તે સ્પષ્ટ છે ( પ્રાસ ગિક વસ્તુ યત્ન અને અવસ્થા વિર પાઠમા કહેવામા આવ્યુ છે )

નાગરિકા—પણ એ વાત થાય કેમ ? ન માને સત્યભામા કે ન માને કૃષ્ણદેવ; અને વળી જો રૂક્મિણી દેવી કે સત્રાજીત્ જાણે તો થાય તારી અને મારી વેતરણ !

શ્રીદામો—સખિ ! દાવ આવવો એ તો કંઇ નક્કી નથી કે આવ-વાનો પણ નથી, તથાપિ પાસો નાખવામાં શું જાય તેવું છે ? જો વાગ્યો તો તીર નીકર ટપ્પો. તું છું નાગરિકા અને હું છું શ્રીદામો આપણો પાર કોણ પામે તેવું છે ? જેને મેં તને બોલાવવાનરજ કેતું મોકલ્યું તું અને તેને એટલું અથડાનીને લાવ્યો'તો કે ફરીથી તારૂં ઘર પણ જડે નહિ દાય પગ જોડી બેશી રહેવાથી કંઇ પટરાણીની સખી કહેવાગો કે ? અમેય કંઇ હરણ કરી આણેલીના મુખના પાન થવાના છિયે ? માટે આપ્ય વચન અને પછી બાધિયે કેડ ! ( ग )

નાગરિકા—લે આ મેં તો વચન આપ્યું પણ શી રીતે કારજ થશે તે મને સૂઝતું નથી 'આખાની આશાએ અડધું'ન ગુમાવીએ એવું થાય તોજ હું તો ઊભી રહું, નહિ તો નદિ બોહલ્ય કેમ કરીએ તો ઘાટ બેસે !

શ્રીદામો—( કાનમાં ) જો તું એમ કરે તો હું આમ કરૂં. કહે એમાં તારૂં કે મારૂં કંઈ જાય તેવું છે ?

નાગરિકા—( સહર્ષ ) વાહ ગોપબંધુ જુગતી તો ઠીક લડાવી ! ત્યારે આજજ હું કરીશ એમ અને તું કરજે તેમ. પણ અહ્યા ઊભો રહે, મારૂં જેમ વચન લીધું તેમ તારૂં વચન આપ્ય

શ્રીદામો—લે તારે મારૂં વચન ( એમ કહી વચન આપે છે ).

નાગરિકા—શ્રીદામા ! હવે હું જઉછું. " જો શીખ ન આપરી ને પત્તર ફેડલું " એવું રખે કરતો. તારા પર પાછલી ગોપિકાઓની વાતો સાંભળીનેજ હું વિશ્વાસવાળી થઇ રહું છું. સખા ! તું મને કહેલા લાગમાં પૂર્ણ સાવધ રહેજે. હવે હું જઉછું અને તારા કહેવા પ્રમાણેની સર્વ યોજના કરૂંછું ( એમ કહી જાય છે )

શ્રીદામો—આહા ( હાથની ચપટી વગાડી ) કામ તો થયું ! ગોવાળિયાથી જો ગાય વશ ન થાય તો તે શાનો ગોવાળિયો ! વારૂં ચાલ્ય કૃષ્ણદેવને દેવીઓ જે ચોરને પકડીને મોર મ'યો છે તે સર્વ જણાવી દેઉં

( ग ) હરણ કરી આણેલીના—અર્થાત્ રૂક્મિણીના.

અને મારા ઊઠયા પછે શું થયુ તે પણ જાણી લેઉં. ( એમ કહી જવા માંડે છે ).

( સિંહાસનારૂઢ કૃષ્ણદેવ પ્રવેશ કરેછે )

**કૃષ્ણદેવ**—( વિચારમા ગુંથાએલે વેશે ) પ્રિયા રૂઠે ગયા, અપમાન સહન કર્યું, તિરસ્કાર વેઠયા કિન્તુ તે એકની બે તજ થઇ. હવે તો શ્રીદામે શુ કર્યું તે જોવાનું છે કેમ હજી લગી ગોપબટુ આવ્યો નહિ ? શું તેને દેવીએ ગોવાળિયો કહ્યો તેથી માઠુ તો નહિ લાગ્યુ હોય જો એમ હશે તો થોડી વાર વાટ જોયા પછી તેને બોલાવવા મોકલીશ ( સા )

( એવે વિચિન્ત વેશે શ્રીદામો પ્રવેશ કરેછે )

**શ્રીદામો**—દેવનો જય જયકાર થાવ. કહાનજી કૃપા તો છેની ? ચ ડ્રિકા હોય તો ચેતવજો એટલે રાહુ રૂપધારી બનુ ! ( દા )

**કૃષ્ણદેવ**—રાહુનુ રૂપ ધર્યાથી પણ કીર્તિરૂપી અર્થની આપ્તિ તું સ્વીકારી બેઠો છે !

**શ્રીદામો**—મહારાજ તે શી ?

**કૃષ્ણદેવ**—પર્વ થઇ પૂજા ગ્રહણ કરવાની. ( કિ )

**શ્રીદામો**—મહારાજ આભડછેટરૂપ ટળવાની અપકીર્તિ કેમ નહિ. ( રિ )

**કૃષ્ણદેવ**—વારૂ બીજી કર્મકૂટ જવા દઇ કહે કે દેવીએ મુક્ત કરેલો માણસ કોણ હતો અને તેને શાકાજે પકડયો હતો ?

**શ્રીદામો**—વયસ્ય ! ધૂળ ! ! ગેન રાખોડી ! ( એમ કહી હસેછે ) ( ગિ )

( સા ) અહીંથી નવો પ્રવેશ શરૂ થાયછે સિંહાસનારૂઢ—સિંહાસન ઉપર બેઠેલા અહીં કૃષ્ણના વિચારદ્વારા **વિતર્ક** નામે ભાવ વર્ણ્યો છે

( દા ) અર્થાત્ રૂક્મિણી હોય તો કહેજો કે વિચારીને વાતચિત કરૂં ।

( કિ ) રાહુ ચન્દ્રને ગ્રહણ કરે તે ગ્રહણનુ પર્વ કહેવાય છે તુ પણ રાહુ થવા થી ગ્રહણના પર્વરૂપ થઇ લોકોની પૂજા ગ્રહણ કરીશ મતલબ કે રૂક્મિણી બને તને રાહુ માને પણ મારૂ કાર્ય તુ કરીશ તેથી હુ તારા પર પ્રસન્ન થઇશ.

( રિ ) ગ્રહણ વખતે લોકો આભડછેટ કાઢી નાખે છે માટે હુ જો રાહુ થાઉ તો મને પણ આભડછેટની પેઠે રૂક્મિણી કેમ ન કાઢી નાખે ?

( ગિ ) અર્થાત્ તેનુ પકડવુ એ ધૂળ જેવુ નાનુ વગરનુ છે અને તમારી તે વિષે જીજ્ઞાસા એ પણ રાખોડી જેવી અર્થ વિનાની છે.

કૃષ્ણદેવ—અલ્યા ! એમ કેમ ?

શ્રીદામો—નાટકી લોક નાટક કરતા હતા તેને દેરીની સખીએ પકડી આણ્યા ! જ્યા એવું જણાયુ એટલે મેં પણ તેને જતા કર્યા !

કૃષ્ણદેવ—( સરોષ ) શુ અલ્યા ! મે મણિ ચોર્યો એનુ નાટક કરતા'તા અને તેં તેને જવા દીધા ? એ કેટલા ગજબની વાત ! ( સખેદ ) ગોપબંધુ ! મારે પણ જુગતે જોડું ઠીકજ મળી આવ્યુ છ !

શ્લોક.

ગળી માની પ્રિયા, પતિવચન માને નવ કદા,
ઠરી નૈત્રા ક્રિયા, અહિત હિત જાણે મન સદા;
બળી બાધા જાગી, જગત જશ નાઠો સરવદા,

**કૃષ્ણદેવ**—શ્રીદામા ! જે કચુકીના કહેવા પરથી સમજાય છે કે મધ્યાહ્ન થયો, માટે હવે મારે મધ્યાન્હસંધ્યાદિ કર્મ કરવા ઊઠવું જોઇએ તું પણ જા, નિર્ણીત કરેલે સમયે આવજે જોજે ભૂલી જતો ! ( એમ કહી ઉભય જણ ભિન્ન ભિન્ન માર્ગ ગમન કરે છે )

( શોચ કરતી રૂક્મિણી કનકમાલિકાસહ પ્રવેશ કરે છે )

**રૂક્મિણી**—હના કનકમાલિકે ! વાઘને વકારી, સાપને છંછેડી, વામા સાથે વેર કરી જેમ સુખની આશા રાખી ન રખાય, તેવું કુસ માગથી થઇ ગયું છે અરે ગણુ ! રીસમા મને કંઇ પણ સૂઝ્યું નહિ શિવ શિવ ! હવે હું શું કરૂ, ગમે તે થાવ પણ માર શું એને પગે લાગવું ? ના ના એમ તો ક્યારે પણ નજ કરાય, જે થવાનું હશે તે થશે ( એમ બોની નિશ્વાસ નાખે છે ) ( જિ )

**કનકમાલિકા**—હેન ! એવું કયું કષ્ટ આવી પડ્યું છે કે જેથી સખીજન પણ અણમાહિતીમા છે ! ન કહેવા જેવું હોય તો દુઃખ દૂર ન કરાય, તો પણ સખી જનને કહેવાથી મનની શાંતિ તો થાય ભારી ( ક્ષિ )

**રૂક્મિણી**—હવે કહેવાથી શું ? થયું તે કંઇ ના થયું થવાનું છે ? તોય પણ મનના ઉભરા ઓછા થવા હું તને કહું છું જો સાભાગ્ય પેલાને તું પકડી લાવી તે સમયે મારે અને સાર્વભૂમને વિખવાદ મચી રહ્યો તો શ્રીદામો જે એમનો વાનરશરી છે અને જેને વ્રજમાંથી અહીં બોલાવ્યો છે તે દેવને લાગેલું કનક ચુમવાની ગોટામાં બોલી શીખવણી કરતો તો ગાગથી તે ખમાયુ નહિ અને મેં દેવને તથા એને ઠઠકાર્યો એ સુખો ગોપ તહીંથી ઊઠી રીસાઇ ગયો ! ( જ્ઞ )

---

( આકાશમા ) જુઓ, સૂર્ય ઘણો પ્રકાશ્યો છે અને તેનો પ્રતાપ પૂરેપૂરો પ્રભુ સરખો ( તમારા સરખો ) છે પ્રતીપાલકાર પ્રભાકરે ઈ૦—પ્રભાકરે ( સૂર્ય ) આપની પ્રભા ( કાંતિ ) દીઠી નથી ( ત્યા સુધી અમને તે પરિતાપ કષ્ટ કરે છે ) મરે હે હરે ! તમારી મીઠી દૃષ્ટિથી ( અહીં પધારીને ) અમારા કષ્ટ હરો

( જિ ) શ્રીદામાનો રૂક્મિણીએ તિરસ્કાર કર્યો તેથી તે હવે કાઇ નવું જૂનું કરશે એ સબંધી રુક્મિણી શોક કરે છે હના ઇ૦

( ક્ષિ ) સખી જન પણ અણમાહિતીમા છે—હું પણ જાણતી નથી !

( જ્ઞ ) પેલાને—પેલા ચાડિયાર કહેનારને. વિખવાદ—વાણીની લડાઇ બોલવામાં બોલી—સત્યભામાને પરણવાથી એ કંઇક ભુમાઇ જશે એવી.

**કનકમાલિકા**—ઓહો ! બાઈ એમા તે આનડુ ગધુ શે લઈ બેઠા છો, તમને પણ કાગનો વાઘ કરતા આવડે દેખુ ! એના તે શા ભાગ છે ? જો દેવને એકલી ભીનાગે ગજો છે તો તમો હુ તથા પદ્મનાભા બે જણા કયા નથી ગજતા ? એ તે શુ કરવાનો છે ? ( ટિ )

**રૂકિમણી**—હના કનકમાલિકા ! એ ખરેખાત સત્રાજિતની સુતા સાથે આર્યપુત્રનુ ચોકડુ બેસાડી દેશે ! એણે વ્રજમા એના એજ ગામ કર્યા છે ! ( ઠિ )

**કનકમાલિકા**—ઓહો ! એમા તે આવ્યા બધા ગીગોડો શાના ? સત્રાજિતની સુતા તો કૃતવર્મા સાથે બે દિવસમાજ પરણવા ની છે

**રૂકિમણી**—સખિ ! પણ બે દિવસમા તો ગોપ ૧ધુ આર્યપુત્રને આર બાયડીઓ પરણાવી દે તેવો છે મને લાગે છે કે તેણે કઈ ને કઈ એટ નામા નો કર્યું હશે હ કનકમાલિકે ! જેમ સાપ ના પગ સાપજ જાણે તેમ એ ની કઈ વાત સુહાય જાણવામા આવનાર નથી

**કનકમાલિકા**—દેવ ! એમ ડરોઠો શેણે ? મને કઈ કામ સોપી જુઓ અને પછે એ ગોવાળિયાને જેટલો વખાણવા હોય તેટલો વખાણો !

**રૂકિમણી**—સખિ ! તારો તો મને પૂરપૂરો ભરૂસો છે પણ એ દેવ પાસેથી ઉઠી ગયો ત્યાર પછે એણે શુ કર્યું તે વિષે કઇ જાણવામા આવે એવુ જો તુ કરે તો તો હ મારાં સર્વ કારજ ર્યા સમજુ

**કનકમાલિકા**—દેવિ ! ત્યારે હુ એને ઘેર જઈ ખબર કાઢી લાવુ છુ એ મુઓ કપટી છે પણ એની બાયડી ભોળી અને ભલી છે તેને કહેતા હો તો અહીં તેડતી આવુ

**રૂકિમણી**—તેડતી આવજે પણ જોજે હો, એ આપણી કઈ ભોળી વાત નણી જાય નહિ ( ટિ )

---

( ટિ ) કાગનો વાઘ—નાની વાતને મોટી કરી બતાવવી

( ઠિ ) અહીં સત્યભામા સાથે કૃષ્ણ પરણવાના છે એ વાત ઉઘાડી કરી છે માટે ઉદ્ભેદ નામે મુખસધિનુ અગ છે ( જુઓ દશરૂપ ) ' उद्भेदो गूढभेदनम् "— ગૂઢ અર્થનો પ્રકાશ કરવો તે ઉદ્ભેદ અગ.

( ટિ ) લણી જાય નહિ—જાણી જાય નહિ.

કનકમાલિકા—ના રે ના, એના તે ભાર શા છે કે મારી વાતમાથી કદી કાઢી જાય ! હું "મગનું નામ મરીએ" કહું એવી નથી. ( એમ કહી જાયછે ).

રુકિમણી—( પોતે પોતાની મેળે વિચાર કરે છે ) ગોપબંધુએ જો કંઈ કર્યું હશે તો તો તે કનકમાલિકા કાઢી લાવશે. મેં પણ ઘાટ તો ઠીક ગોઠવ્યો દેખું. કનકમાલિકા મને મદદ તો કરત પણ આ તો ગોપબંધુ ઉપર બે દાણા વધવાને એકે પગે થઈ રહેશે. જો મેં સતાઈ રહી આર્યપુત્ર અને ગોપબંધુની વાત ન સાંભળી હોત તો તો ખરેખાત શ્રીદામો ચોકડું બેસાડી દેત, પણ હવે તો એ વાતના છેટાંરતો ! કેમ વાર કનકમાલિકાને બહુ વાર લાગી ! એ કંઈ બીજે કામે તો જાય તેવી નથી તેમ વાર પણ કરે એવી નથી ! !

( એવે કનકમાલિકા તથા હીમતી પ્રવેશ કરે છે ).

કનકમાલિકા—દેવિ ! ગોપબંધુને અહીં રહેવા દેવો એ દૂધ પાઈને સાપ ઉછેરવા જેવુંજ છે. બાઈ તમે ભાવું એવું મન વર્ત્યું. ( હીમતી ન સાંભળે તેમ ) આને પૂછતાં કંઈ શ્રીદામે ખટપટ કરી હોય એવું જણાય છે. પણ કંઈ સાર સમજતો નથી. જ્યારે મને માથાકૂટ કરતાં નજ સમજાયું ત્યારે હું તમારી કને એને તેડી લાવી.

રુકિમણી—હલા હીમતે ! આવ અહીં બેસ.

**કનકમાલિકા**—હીમતી ! તને હે હીમતે કહીને હું તો બોલાવીશ; ( नि )

**હીમતી**—ઉહ્ ઉંહ્, એમ કહઈ તિંહિ મઇ ઇહઇ નવિ રહઇ. ( पि )

**કનકમાલિકા**—હીમતે ! હીમતે ! ( એમ બે વાર કહેછે ).

**હીમતી**—જાહ જાદકી છોરી જાહ, મિ ઘરઇ જવ્વઈ. ( એમ કહી ચાલી જાય છે ). ( फि )

**રૂકિમણી**—' સુવ્વણુસજ્જઇ જવઇ. ' એવું જે હીમતીએ કહ્યું તે પરથી એમ લાગે છે કે સુવર્ણસરોજિકામાં જવાનો બેત હોય. ' ઉલઇ અવઇ,' એટલે ઓલી આવી. એ સર્વનો વિચાર કરતાં તત્વાર્થ એ સમજાયછે કે સુવર્ણસરોજિકામાં ગમે તેનો પણ મેળાપ થવાનો છે. વાહ વાહ તેં પણ વાત ઠીક કઢાવી દેખું. હવે તો તું સુવર્ણસરોજિકામાં જા અને જો જાણવા જેવી વાત હોય તો કોઈ પણ ન જાણે તેમ જણાવ્ય એટલે પછે આગળ શું કરવું તે કરીએ. તું જા ત્યાં અને હું દેવને મળી એમના મનનો જો કંઇ પાર પમાય તો પામી લઉં. ( એવી ગોઠવણ કરી બંને જણ જાય છે ).

## પ્રથમાંક સમાપ્ત. ( वि )

( नि ) હીમતીને કાઢી મૂકવાનો કનકમાલિકા ઉપાય કરેછે. હીમતી ઇ૦

( पि ) ઊંહ્ ઊંહ્, એમ કહીશ તો હું અહીં નહિ રહું.

( फि ) જા જા કે છોડી જા, હું ઘેર જાઉંછું. ( वि ) અંક વિષે પાછળ કહેવામાં આવ્યું છે. વિશેષમાં—

" अतनिष्क्रांतनिखिलपात्रोक इति कीर्त्तितः "

" છેવટે બધાં પાત્ર રંગભૂમિ ઉપરથી નીકળી જવાં જોઇએ," તે પ્રમાણે અહીં રૂકિમણી અને કનકમાલિકા જાયછે. આવતા અંક સંબંધી અહીં કંઈ સૂચન નથી માટે અંકાસ્ય કે અંકમુખ વિષે કંઈ કહેવામાં આવ્યું નથી. આ અંકમાં એક દિવસમાં બનેલા વૃત્તાંતનો દેખાવ છે. નાટ્યશાસ્ત્રમાં તે વિષે કહેછે કે—

" एकाहाचरितैकार्थमित्यमासन्ननायकम्।
पात्रैस्त्रिचतुरैरंकं तेषामंतेस्य निर्गमः " ( દશ ૩૦ )

" એક દિવસનું વૃતાંત, એકજ અર્થવાળું, નાયક પાસે હોય તેવું, અને ત્રણ કે ચાર પાત્રના પ્રવેશવાળું, તથા છેવટે તેમના નિર્ગમવાળું ઇતિવૃત્ત તે અંક કહેવાય." આ અંકમાં પણ બધું તેજ પ્રમાણે છે. કોઇ પ્રવેશ ત્રણ પાત્ર કરતાં વધારે પાત્રોવાળો નથી. આ અંકમાં બધાં મળીને સાત પાત્ર યોજવામાં આવ્યાંછે, એ વાંચનારના લક્ષમાં આવ્યુંજ હશે.

## અંક ૨ જો.

( હરતે વીણાસહ બ્રહ્મકુમાર પ્રવેશ કરે ) ( અ )

**નારદ**—( વિચાર કરતે વેશે ) ઓહો ! ક્યાં કાગગૃહમાં જન્મ, ક્યાં ગોકુલવ્રજાદિ ગ્રામમાં વૃદ્ધિગત થવું, ક્યાં મધુપુરનો ત્યાગ, અને ક્યાં વિશ્વકર્માનિર્મિત કાંચનપુરીમાં નિવાસ ! અવિનાશીની ગતિ અગાધ છે ! અરે હું તે બ્રહ્મસદનમાં, પુરંદરાલયે વા વૈકુંઠધામમાં છું ! આહા ! ( આમ તેમ નિહાળી ) શી આ શોભા ! જે એક ચિંતામણિ અથવા સ્પર્શમણિ જગતીના જનને પ્રાપ્ત થવો કઠિન, તેની પંક્તિઓ પંક્તિઓ મારી પ્રતિમાને ગ્રહણ કરી લેતી જણાય છે ! અરે ( આશ્ચર્ય પામ્યા જેવે વેશે ) ભૂલ્યો ! કૃષ્ણઅંતપુરે જવાનો આ પંથ નોય ! ( એમ કહી બીજે માર્ગે જાય છે ) ના, ના, આ પણ નથી ( વિચારવાળે વેશે ) શું હું નારદ કે જેને ત્રિલોકીનું અટન તે તૃણ માત્ર તેને દ્વારકામાં અને તેમાં પણ અવિનાશીના અંતઃપુર માટે આમ વિભ્રમ થવો આ ઉચિત નથી ત્યારે કેમ કરવું ? હા ઠીક, લાવ ધરી જોઉં ધ્યાન ( ધ્યાની વેશે ) ચાર્વંગિત આજ પયે પ્રયાણ ઉચિત છે ( આગેથી જોઇને ) અરે ! આ ઇંદ્રઅંતપુરપાલક અહીં ક્યાંથી ? ના ના નોય, આ તો જયવિજય છે ! અરે એ પણ નોય ! ત્યારે આ કોણ ? ( એવે અંતપુરપાલક પાસે આવી વદન કરે છે ) ( આ )

---

( અ ) બ્રહ્મકુમાર—નારદ નાયકના ધર્મસહાયમાનું આ પાત્ર છે તે વિષે દશરૂપમાં કહેછે કે—

" ऋत्विक्पुरोहितौ धर्मे तपस्वि ब्रह्मवादिन "

અર્થ— નાયકના ધર્મસહાયકમાં ઋત્વિક્ પુરોહિત અને બ્રહ્મવાદી એવા પાત્ર આવ્યા નારદ બ્રહ્મવાદી છે તથા નાયકને સત્યભામા પરણાવી આપવામાં સહાય કરશે માટે સાહાયક છે

( આ ) કાગગૃહમાં—કેદખાનામાં ( મથુરા નગરીમાં ) વૃદ્ધિગત થવું—મોટા થવું મધુપુરનો—મથુરાનો વિશ્વકર્મા નિર્મિત-વિશ્વકર્માએ બનાવેલી કાંચનપુરી દ્વારકા. બ્રહ્મસદનમાં—સત્ય લોકમાં પુરંદરાલયે—ઇંદ્રના સ્થાનમાં જગતીના—પૃથ્વીના. મારી પ્રતિમાને ઇ—( અર્થાત્ તેમાં મારું પ્રતિબિંબ પડવાથી ) કૃષ્ણઅંતપુ—કૃષ્ણના અંતપુરમાં પંથ—માર્ગ અટન—ભ્રમણ. વિભ્રમ—ભ્રાંતિ—ગભરાટ ચાર્વંગિત ( ચાર

**કૃષ્ણદેવ**—વયસ્ય ! કેમ તારે ધારને સમય સર્વ તૈયારી થઇકની ? ( ऌ )

**શ્રીદામો**—દેવ ! વિઘ્ન ન આવે તો

( એવે અંતઃપુરપાલક પ્રવેશ કરેછે )

**અંતઃપુરપાલક**—( નમન કરી ) જય જય દેવશ્રીનો જય જયકાર હો (હાથ જોડી) મહારાજ પ્રદ્યુમ્નકુમાર દ્વાર ઉભા છે દેવની જેવી આજ્ઞા

**કૃષ્ણદેવ**—અંતઃપુરપાલક ! એમને અંતર્ગત ના ? જય વિજય કહ્યા તો જાણીતા છે ને ! ( ऋ )

**અંતઃપુરપાલક**—( નમન કરી ) દેવશ્રી ! પ્રદ્યુમ્નકુમારની ઇચ્છાનુ અનુવર્તન કર્યું છે, ( ॠ )

**કૃષ્ણદેવ**—વારુ ત્યારે ત્વરે કે પધારો

**શ્રીદામો**—( સખે ) કાટો નહેના નીકળી જાય તેમ કરજો ( ऌ )

**કૃષ્ણદેવ**—અરે અંતર્ગત જાણનાર પ્રદ્યુમ્ન માટે કંઇ અનુમોદીશ મા ( ॡ )

( એવે એક હસ્તે વીણા વગાડતા તથા બીજે હસ્ત કુતને ફેરવતા નારદ પ્રવેશ કરેછે ) ( ए )

---

( ऌ ) તૈયારી—( સુવર્ણસરોજિકા નામે વાગીમા જવાની ) ( ऋ ) જય વિજયની કથા —' વૈકુંઠમા એક વાર સનકાદિક મુનિઓ આવ્યા હતા તેમને જય અને વિજય દ્વારપાળે ખાળ્યા હતા તે ઉપરથી મુનિઓએ કુપિત થઇને તેમને શાપ આપ્યો હતો કે તમે અસુર થઇને અવતરશો ' એ વાતનુ દ્વારપાળને સૂચન કર છે પૂર્વવૃત્તાતનુ કથન સૂચવ્યુ છે માટે **આખ્યાન** નામે નાટ્યાલંકાર ( દ૦ રૂ૦ )

( ॠ ) પ્રદ્યુમ્નકુમારની ઇચ્છા પ્રમાણે હુ વર્ત્યો છુ—તેમણે કહ્યુ કે મારુ આગમન વિદિત કરો ત્યારે મે તેમ કર્યુ છે એટલે એમને ખોટુ લગાડવાનુ કારણ નથી ( ॡ ) સખે—( જતા વચમા અંતરાય આવે તેથી )

( ॡ ) અંતર્ગત જાણનાર—મનમાની વાતને પોતાની શક્તિથી જાણી લેનાર અર્થાત્ તુ એવુ ધારીશ તો તે પણ મુનિ જાણી જશે માટે કાંઇ એવુ ધારીશ નહિ ' અંતર્ગત જાણનાર ' એ વિશેષણ શ્રીદામાને સાવધ રહેવાના અભિપ્રાયથી મૂક્યુ છે માટે **પરિકરાલંકાર**

( ए ) કુતને—નારદી ઉપર

**કૃષ્ણદેવ**—( નિરખી પ્રણામપૂર્વક ) મહર્ષિ ! આજ મને પાવન કર્યો ! આપ જેવાના આશ્રયવડે હું આ સર્વ સુખ ભોગવું છું ( ઇત્યાદિ મધુર વચન વદ્યા પૂઠે અર્ઘપાદ્ય ફૂલ ફલાદિક અર્પી મુનિસન્મુખ હસ્ત જોડી ઊભા રહેછે ). બ્રહ્મનંદન ! શી આજ્ઞા છે ? ( ऐ )

**નારદ**—હે અવિગત ! હે અજર ! હે અમર ! હે અવિનાશી ! આપને શું અવગત નથી ? તથાપિ હું જે કાર્યવશાત્ આવ્યો છું તેવડે દેવને વિદિત કરવા ઉચિત છે. સાંભળો: ( વીણા વગાડી શ્લોક બોલેછે ) ( ओ )

શ્લોક.

યાતુધાને અતિશે ગરક સુર કર્યા, કષ્ટમાંહી મુરારિ,
જાતુષે વન્હિ જેવો નરકઅસુર છે, સૃષ્ટકષ્ટે વિહારી;
કાતું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,—
ધા તું જા તું હવે તો ધરક હૃદય છે, દુષ્ટ કષ્ટે સુરારિ. ૧

( ऐ ) બ્રહ્મનંદન !—બ્રહ્માના પુત્ર—નારદ.

( ओ ) અવિગત—સર્વમાં અન્વય રૂપે વ્યાપી રહેલા ! અજર—જીર્ણ ન થાઓ એવા. અવગત—જાણેલું—ખબર. કાર્યવશાત્—કોઇક કાર્યને લીધે. તેવડે—તે કાર્યવડે. વિદિત—જાણીતા.

૧ શ્લોક—સ્રગ્ધરા યાતુધાને ઇ૦—હે મુરારિ ! ( મુર નામે દૈત્યને મારનારા ! ) ( યાતુધાને ( રાક્ષસોએ ) સુરને કષ્ટમાં અતિશય ગરક કર્યા છે, તથા જેમ જાતુષે ( લાખના બનાવેલા ઘરમાં ) વન્હિ ( અગ્નિ ) હોય તેવો સૃષ્ટકષ્ટે ( સૃષ્ટિને કષ્ટ આપવામાં ) વિહારી ( ફરનારો ) નરક નામે અસુર ( નરકાસુર ) છે એ અસુર કાતું ( છરી ) કે કટારી ( રૂપ ) છે એમાં જરી ફરક નથી, હવે એ નષ્ટ પુણ્ય ( જેનું પુણ્ય નાશ પામ્યું છે એવો ) થયોછે એમ વિચારીને તું ધા ( દેવતાઓની વાહારે દોડ ) અને તું જા ( નરકાસુરનો ક્ષય કરવાને ) કેમકે દુષ્ટ કષ્ટે ( આસુરીથી થતુ કષ્ટ જોગવ્યુંછે એવી સ્થિતિમાં ) સુરારિ ( ઇન્દ્ર ) નું હૃદય ધરકે છે—ધડકેછે—ફફડેછે ' આ શ્લોકમાં દેવના શોકનો પ્રલાપ છે માટે **આક્રંદ**, દેવના કાર્ય માટે કૃષ્ણનો આશ્રય માગ્યોછે માટે **આશ્રય**, 'જાતુષે વન્હિ' ઇ૦ **ઉપમાથી** તથા ' કાતું - એ કટારી ' ઇ૦ **રૂપકથી** અસુરો નાશ કરવાને પાત્ર છે એમ હેતુનો ઉપન્યાસ કર્યો છે, માટે **ઉપપત્તિ**, અને ' ધા તું જા તું ' વગેરે ઉત્સાહભરેલી ભાષાથી કૃષ્ણની દેવકાર્ય કરવામાં યોજના કરીછે માટે **પ્રોત્સાહન** નામે નાટ્યાલંકાર વાપર્યાછે ( લક્ષણો માટે દશરૂપ કે સા. દ. જોવું ) આ છંદના પ્રત્યેક ચરણમાં ચાર જગાએ પ્રાસ છે માટે **પદાંતાનુપ્રાસ** ચિત્રકાવ્યાલંકાર

**કૃષ્ણદેવ**—પદ્મયોનિજ! પ્રારબ્ધ અન્યથા કેમ થાય કે સુખદુઃખાદિનો નિર્મિત કાળ શી રીતે મિથ્યા કરાય? ( औ )

શ્લોક.

જે જે પ્રારબ્ધે લખી આણિયાં છે,
તે તે મિથ્યા ના બને જાણિયાં છે;
કાળે તો આ વિશ્વ સર્વે રમાડ્યું,
વાળે ટાળે કોણ? એવું ભમાડ્યું. ૧

**નારદ**—( સખેદ ) શિવ શિવ! માયાનિર્લેપ પણ માયામાં લેપાયા! સોળસહસ્ર રાજકન્યા એ કષ્ટજન્યાજ રહેવાની! તેમ તેની ઘટિકા ધન્યા, એ પણ ક્યાં! કૃષ્ણદેવ! એમાંનું અમારે કંઈ પણ લેવા દેવા નથી. સહસ્રાક્ષીએ મોકલેલો સંદેશો, અને તેનું સુંદરશ્યામનિકટ નિવેદન, એટલુંજ કાર્ય કરવાનું છે! ( क )

**કૃષ્ણદેવ**—બ્રહ્મર્ષે! શક્રસૂચના મારે શિરસામાન્ય છે. મારા પ્રણામપૂર્વક તેમને કહેજો કે હું એજ ઉદ્યોગમાં છું. ( ख )

---

( औ ) કૃષ્ણનું ચિત્ત સુવર્ણસરોજિકામાં ભરાયું છે તેમાં આ વિઘ્ન આવ્યું છે તેને ટાળવાને તે છડાવનારો ઉત્તર આપે છેઃ પદ્મયોનિજ ઇ૦. પદ્મયોનિજ—મહાદેવના પુત્ર! અન્યથા—બીજે પ્રકારે. અર્થાત્ દેવના પ્રારબ્ધમાં અસુરનું કષ્ટ સહન કરવાનું હશે તેમાં હું શું કરું?

૨ શ્લોક—શાલિની છંદ. વાળે ઇ૦—કાળે આ વિશ્વને એવું ભમાડ્યું છે કે તેમાંથી તેને પાછું કોણ વાળે અને એ ભ્રમણને કોણ ટાળે ( અટકાવે ) એમ છે?

( क ) માયાનિર્લેપ—માયાથી નહિ લેપાયલા ( કૃષ્ણ ). સોળસહસ્ર રાજકન્યા —( નરકાસુરે યજ્ઞ કરવાને એકઠી કરી કેદમાં પૂરી હતી તે ). કષ્ટજન્યા—કષ્ટ ભોગવવાને માટે ઉત્પન્ન થયેલી. તેમ ઇ૦—તેમ તેમની ઘડી ધન્ય ( તેમને સુખ પ્રાપ્ત થવાથી ) થાય એવું પણ ક્યાંથી? એમાંનું ઇ૦—( રખેને તમે એમ ધારતા કે એમાંની એક બે કન્યા અમારે જોઇતી હશે માટે આટલો પ્રયાસ કરિયે છિયે! ) સહસ્રાક્ષી—હજાર નેત્રવાળો—ઇંદ્ર. સુંદરશ્યામ—કૃષ્ણ. નિકટ—પાસે. નિવેદન—જણાવવું.

( ख ) શક્રસૂચના—ઇંદ્રની સૂચના. શિરસામાન્ય—માથાસાટે કબુલ કરવા જેવી. એજ ઉદ્યોગમાં છું—તમે જેની સોળહજાર સ્ત્રીઓ નરકાસુરને ત્યાંથી છોડાવી

**નારદ**—( ઊભા થઈ ) કૃષ્ણદેવ ! સુખી રહો, હુ હવે ગમન કરૂછુ

**શ્રીદામો**—મહા મહારાજ ! એક મારૂ કામ કરશો ?

**નારદ**—( સ્મિતપૂર્વક ) ગોવાળ઼ીયા ! તારૂ કાય જો હુ ન કરૂ તો રૂક્મિણી જેવી મારી દશા ન થાય ! બોલ બોલ શુ કાર્ય કરાવે છે ?

**શ્રીદામો**—( સવિસ્મય ) મહારાજ ! એ શુ હુ કઈ સમજ્યો નહિ મહારાજ આપણે તો ભોળેભાવે ગગડ્યા ! તમે અને તમારા મર્મ. પણ કહો મહારાજ મને મુ મમાગ્યુ આપશો ? ( ग )

**નારદ**—( શ્રીદામાનો હાથ ઝાલી ) હા, તુ જે માગીશ તે હુ આપીશ.

**શ્રીદામો**—મહારાજ તમે માધવનુ મન મનાવો છો એ ખરી વાત ?

**નારદ**—હા, તેમા તારે શું ?

**શ્રીદામો**—મારે શુ તે એજ કે જો તમે માધવનુ મન રોજ મનાવો છો તો એક દિવસ મારૂં મન મનાવો કે મારૂ મન બને, એટલુજ મારે માગવુ છે !

---

મને વગાડવા ઇચ્છાછે તેનાજ પ્રકારના એકે એક સ્રીને પ્રાપ્ત કરવાના ઉદ્યોગમા હુ છુ અથવા સત્યભામા પરિણીત થયા પછી તેને માટે પારિજાત લેવા આવવાના પ્રસગમા એ સર્વ બને એવુ હોવાથી હુ તે ઉદ્યોગમા છુ આ કવિએ ઘણા અર્થનો ટુકામા સમાવેશ કર્યોછે માટે **ઓજ** નામે ગુણ વર્ણવ્યો છે ઓજનુ લક્ષણ ચન્દ્રાલોકમા લખે છે કે—

" ओज स्यात्प्रौढिरर्थस्य संक्षेपो याति भूयस "

" અતિ મોટા અર્થનો ટુકામા સમાવેશ કરવા રૂપ જે પ્રૌઢી તેને ઓજ ગુણ કહેછે " વળી થોડા અક્ષરોમા વર્ણન કર્યુંછે માટે **અક્ષરસહતિ** નામે નાટ્ય લક્ષણનો પણ ઉપક્ષેપ કર્યોછે "

( ग ) મહારાજ ! ઇ૦—" રુક્મિણી જેવી દશા તે શુ ? એ હુ કાઇ સમજ્યો નહિ " આ ગોપની શકાદ્વારા નારદનુ ત્રિકાળદર્શિત્વ બતાવીને કવિએ નારદની દિવ્ય પાત્રતા સિદ્ધ કરી છે જો નારદને દિવ્ય પાત્ર ન ગણે તો સત્યભામાના પરિણય વખતે તેમનુ સ્મરણમાત્રમા આવવુ સભવે નહિ. હવે જે ગોપ નારદ પાસે વરદાન માગી લેશે તે પણ એજ અર્થનુ બીજ સમજવુ તમે ઇ૦—તમે અને અમે અને તમારા મર્મ બન્ને **સમાસોક્તિ** અને **લોકોક્તિ** અલકાર.

**કૃષ્ણદેવ**—અરયા ! એમા તે શું માગ્યુ ? ન માગી વ્રજની લીના કે ન માગી તારી પ્રથમ હતી તેવી મતિ ! વારૂ ઠીકજ છે તુ જાણે અને તારા નારદમુનિ જાણે !

**નારદ**—શ્રીદામા, માયાના આવરણમા આવવુ અને અવનિને કષ્ટ દેવુ, એ જો અવિનાશીને રૂચે છે તો તારે પણ તે કહે તેવુજ માગવુ જોઇએ !

**શ્રીદામો**—નારદ મહારાજ ! તમારે જો આપવુ હોય તો આપો, નીકર " તારૂ ગયુ તેલ ને મારો ગયો ખેલ !

**નારદ**—જા આપ્યુ ! સર્વે સુખી રહો ( એટલુ બોલી વીણા વગાડતા સ્વર્ગ પ્રતિ ગમન કરે છે )

**શ્રીદામો**—કહ્યા છે ! હવે આંનો આપડે જવાની વેળા થઇ છે હો

**કૃષ્ણદેવ**—ચાલ્ય સખા મરી સાથે હુ પણ રાજ્યચિન્હવર્જિત થઈ આવુ ( એમ કહી બને જણ જાય છે )

( વિચાર કરતે વેશે રૂકિમણી પ્રવેશ કરે છે )

**રૂકિમણી**—કનકમાલિકાને સુવર્ણસરોજિનીમા શોધ કરવા મોકલી તે ત્યાની ત્યાજ રહી ગોપમધુગે એને પણ ગોથુ ખવડાવ્યુ કે શુ ? જો એમ ન હોય તો આટલી બધી વાર કેમ લાગે ! અરે પણ મારે એવો વિચાર શા કાજે કરવો ? કનકમાલિકા કોઇ પણ વિષમ માર્ગ કામમા આગ્રહ કરે તેવી નથી કે કોઇથી લાલચમા લોભાય તેવી નથી જો એ ન હોત તો ગોપબધુની કઇ પણ વાત મારા જાણવામા આવતી નહિ ( એવા એવા અનેક તર્કવિતર્ક અધર પર અગુંલિ મૂકી કર્યા કરે છે એવામા દોડતી કનકમાલિકા આવે છે ) ( ઘ )

**કનકમાલિકા**—દેવિ ! હીંગતીની વાત સર્વે સાચી હોય એમ લાગે છે સુવર્ણસરોજિકામા સત્રજિતસુતાને લઇ નાગરિકા જે તરી

( ઘ ) અધર—નીચલો ઓઠ અગુંલિ—આગળી ઓઠ ઉપર આગળી મૂકીને એ અનુભવદ્વારા વિતર્ક નામે ભાવ વર્ણવ્યો છે અહીં કૃષ્ણનુ સત્યભામા ઉપરનુ અનુરાગબીજ કાઇક અપ્રકાશ વર્ણવ્યુ છે અને હવે કનકમાલિકાના પ્રવેશમા તે કાઇ પ્રકાશ વર્ણાશે માટે એ પ્રતિમુખ સધિ સમજવો

**કૃષ્ણદેવ**—( સરોષ ) દેવ ! શાસ્ત્ર સમ્મતિ તો એવી છે કે સ્ત્રીના મહિયરના સંબંધીને પણ પતિ જો શત્રુ ગણે તો તેને પત્નીએ તેવો ગણવો ( ટ )

શ્લોક.

પત્નીકેરો ધર્મ હાયે, વા'લો પીઅરનો સગો,
પતિ શત્રુ ગણે તેને, માનવો તેહમાં દગો ૩

**રૂક્મિણી**—મહારાજ ! હું એજ માર્ગે જનારી છું, રૂક્મિની કયા લક્ષમાં લેશો એટલે ખરૂ ખોટું જણાશે જો તમે કહેતા હો તો હું ગોપગણને પગે લાગી તેડી લાવું ! હું જાણું છું કે એના વિના દેવને ચેન પડશે નહિ ! ( એમ કહી જવા માંડે છે ) ( ઠ )

**કૃષ્ણદેવ**—દેવિ ! એ એની મેળેજ આવશે; એ ગોવાળિયાને તમે દેવા તેડવા જાવ તે ઘટે ? ( એમ કહી હસ્ત ઝાલી મંદિરમાં પ્રવેશ કરેછે )

**રૂક્મિણી**—( સિંહાસન પર દેવને બેસાડી ) મહારાજ ! બીજી વાતો જવા દેઇ હું પૂછું તનો ઉત્તર આપવા કૃપા કરશો

**કૃષ્ણદેવ**—દેવિ ! તમારાથી ગુપ્ત રાખવા જેવું કંઇજ નથી !

**રૂક્મિણી**—મહારાજ ! એટલું બધું ન્હેશો મા પણ પૂછું તેનોજ પાધરો ઉત્તર આપશો એ ને તમે કહોછો તેના કરતા પણ હું સર્વ વાત અધિક ગાતી લખેશ કહ્યા જોઇએ, આજ રાજ્યચિન્હ તજી કયા સિધાવવાનો વિચાર હતો ? કિરીટ તજી દૈટા બાંધ્યા છે શાર્ઙ્ગાદિ આયુધ અને કૌસ્તુભાદિ માણુ કે જેના વિના મેં દેવને કદી પણ દીઠા નથી તો આજ એ સર્વ તજવા જેવું શ્યું મનમાં ધાર્યું છે ? ( ડ )

---

( ટ ) સરોષ—( પોતાના કાર્યસાધકને કાઢી મૂક્યા તેથી ) સ્ત્રીના ઇ૦—અર્થાત્ જો સાસરાના સંબંધીને સ્વામી પ્રિય ગણે તો તેને પ્રિય ગણવો—પછી તે કદી પોતાનો શત્રુ હોય તોપણ **અર્થાપત્તિ** નામે નાટ્યલક્ષણ

૩ શ્લોક—અનુષ્ટુપ રૂક્મિણીને ઉપદેશ કર્યો છે, માટે **ઉપદેશન્** નામે અંગ

( ઠ ) એજ માર્ગે જનારી—એ શાસ્ત્રવચનને અનુસરનારી રૂક્મિની કયા—રૂક્મિ મારો ભાઇ હતો તથાપિ મેં તેને તમારે અર્થે તજી દીધો હતો.

( ડ ) અહીં રૂક્મિણીએ પ્રાર્થનાયુક્ત વચનથી પોતાની ઇષ્ટવસ્તુનો શોધ

કૃષ્ણદેવ—પ્રિયા ! તારી પાસે આવવુ એમા એ સર્વની આવ શ્યકતા હોય ?

રૂક્મિણી—પણ આવે વેશે મને કોઇ વાર મળ્યા હો એવુ કેમ સાભરતુ નથી ?

કૃષ્ણદેવ—( આગળીના વેઢા ગણી ) જો ફલાણી ફલાણી વાર હુ આમજ આવ્યો'તો

( એવ કચુકી તથા પદ્મપ્રભા મોટેથી બોલતા સાભળી બને જણ કાન દે છે )

કચુકી—પદ્મપ્રભે ! મને ઉગ્રસેન મહારાજે આજ્ઞા કરી છે કે કૃષ્ણ દેવ જયા હોય ત્યાથી તેમને સત્વર બોલાવી લાવ્ તુ મને મહારાજનો મેળાપ કરાવતી નથી એ ઠીક નહિ ( ઢ )

પદ્મપ્રભા—પણ મહારાજ અહીં છેજ ક્યા ? એ તો શ્રીરામા સાથે સુવર્ણસરોજિકામા ગયા છે ( ણ )

કચુકી—મ ! દ્વારપાળે અહીં આવ્યાના સમાચાર કહ્યા છે અને તુ જૂઠુ કેમ બોલે છે ? જો દેવ ન હોય તો દેવીને પણ મારી વાત જઈ વિદિત કર્ય

પદ્મપ્રભા—એમ મ્હારી બનાતુ નથી

કચુકી—( મોટેથી ) ત્યારે હુ પછો જઇ સર્વ હિનાથી ઉગ્રસેન મહારાજને જાણીતા કરૂછુ (એમ કહી જવા માડે છે એટલે ત્યા કૃષ્ણદેવ તથા રૂક્મણી દેવી ઉતાવળે તો દેખા દેઇ પાછા બોલાવે છે )

કૃષ્ણદેવ—કચુકી ! ઉગ્રસેન મહારાજ મને કેમ બોલાવ છે ?

---

આરભ્યો છે માટે પ્રચ્છા નામે નાટયાનકાર વર્ણો છે કિરી —મુકટ શાર્ઙ્ગિ— શાર્ઙ્ગ ધનુષ્ય વારે

( ઢ ) રૂક્મિણી પાસેથી નાસી ગયલા શ્રીરામાએ કૃષ્ણને પ્રપચથી બોલાવી લેવા માટે કચુકીને એમ સમજાવ્યુ હતુ કે ઉગ્રસેન મહારાજ શ્રીકૃષ્ણને તકાળ બોલાવે છે અને તે રૂક્મિણીના પ્રાસાદમા છે માટે જા તેમને તેડી લાવ આ ઉપરથી કચુકી તથા પદ્મપ્રભાની વાતચિત ચાલે છે

( ણ ) પદ્મપ્રભાના કહેવાથી કૃષ્ણ સુવર્ણસરોજિકામા જવાના હતા એ વાત રૂક્મિણી જાણી જાય છે માટે બીજાનુ કાઇક ઉદ્‌ઘાટન થવાથી **આતિમુખસધિ** વર્ણાય છે એમ સૂચવ્યુ છે

શ્રીદામો—મહારાજે મને આ કાર્ય માટે કેટલો બધો આગ્રહ કર્યો હતો તે જો સાંભળ્યુ હોય તો તો તમે કદી મને આમ ઠેબિત ગણો નહિ પણ મહારાજ હમણા માના અદજ વાકા છે તેમાં તમે શુ કરો ?

કૃષ્ણદેવ—સારૂ હવે ચાહય ગે પણ એક અર્થ થાય તો એ કાંઈ નાનિસ્રી વાત નથી ( એમ વાતો કરતા કરતા બન્ને જણ સુવર્ણસરોજિકા નિકટ જઈ પહોચે છે )

શ્રીદામો—મહારાજ જુઓ પેલુ ટોળું તમને જોઇ બોલતુ બંધ પડીગયુ ( વ )

કૃષ્ણદેવ—એવુ જોઇને કે સાભળી મારૂ મન પ્રસન્ન થાય નહિ

શ્રીદામો—મહારાજ ! સુવર્ણસરોજિકાની રચના અને તેના કુસુમ એ કેવી છે

કૃષ્ણદેવ—હા એમજ છે

શ્રીદામો—વયસ્ય ! આ સહકારને વલ્લી કેવી વીંટી વળી છે ( મ )

કૃષ્ણદેવ—સખા ! એનીજ વીંટાયની વલ્લિકાનો તેં વિયોગ કરાવ્યો ! ( મ )

શ્રીદામો—( આગળનરફે બતાવી ) મહારાજ ! આ અશોકને જોઈ શોક થાય ખરો ? ( અશોકથી અનેરી બાજુ બતાવી ) હવે આમ આપણે થોડુંક જઇશુ એટલે કાનોકાન સાભળવામા આવશે ( ય )

કૃષ્ણદેવ—( અશોક ભણી જોતા ચકિત થઇ ) સખા ! આ અશોક છું જો અને પેલા અશોક હુ જોઉ ! ( ર )

---

( વ ) સુવર્ણસરોજિકામા નાગરિકા નામે સત્યભામાની સખી સાથે સંકેત કરી મૂકયા પ્રમાણે તે બન્ને જણીઓ આવી છે તેને અકસ્માત્ કૃષ્ણને દેખાય અનુરાગ બીજ ઉત્પન્ન કરવુ છે, એ આશાથી શ્રીદામો કૃષ્ણને આમ તેમ ફેરવે છે

( મ ) સહકાર—આંબો વલ્લી—વેલ ( મ ) વલ્લિકા—વેલી (રૂક્મિણીરૂપી)
( ય ) અશોકને—આરોપાતવના વૃક્ષને

( ર ) આ અશોક—અશોકવૃક્ષ પેલા અશોક—( તે તરફ ઉભી સત્યભામા તથા નાગરિકારૂપી ) અહીં સત્યભામાને જોવાથી કૃષ્ણની રતિ જાગવાથી એમ વર્ણવી છે માટે પ્રતિમુખસંધિનુ વિલાસ નામે અંગ વર્ણવ્યુ છે.

**શ્રીદામો**—૨! હવે તમને થોડુ થોડુ સભળાતુ હશે અને દેખાતુ હશે કે મણિચોર કહેનાર કેના કેના માણસો છે ? ( ક્ષ )

**કૃષ્ણદેવ**—સખા! એ વાત પડી મૂકય અને કહે કે પેલા બે કોણ હશે ?

**શ્રીદામો**—દેવ! સાભળો એક તો કૃતવર્મા અને બીજા અક્રૂર કે જે તમારા, તેજ તમને મણિચોર કહે છે.

**કૃષ્ણદેવ**—શ્રીદામા! એક મુગ્ધા અને બીજી પ્રૌઢા હોય એમ દેખાય છે તુ એમને ઓળખે છે ?

**શ્રીદામો**—વયસ્ય સાભળો, આ કૃતવર્માનો શબ્દ

**કૃષ્ણદેવ**—તુ જ સાભળ્ય, અમે તો અશોકને જોઇ સશોક થવા નથી ઇચ્છતા!

**શ્રીદામો**—( કૃષ્ણને ઝાલી રાખી ) હા હા મહારાજ! એને મરાય નહિ, ઠીક થયુ કે તમે શસ્ત્રાસ્ત્ર મૂકી આવ્યા! હોય, જગત્ તો ગમે તેમ બોલે! ( વ )

**કૃષ્ણદેવ**—( સરોષ ) અરે શ્રીદામા! આ શુ ? કોણ કોને મારે છે અને તુ કે તે બોલાછો તે સાભળેછે પણ કોણ ? આની બાળચેષ્ટા જવાદે

**શ્રીદામો**—( કાન દઇ ) વયસ્ય! સાભળો સાભળો!

**કૃષ્ણદેવ**—( ગોપનો હસ્ત ઝાલી ) શ્રીદામા! તુ મને જે કાર્ય માટે અહીં લાવ્યો છે તે મારૂ સર્વ કાર્ય થયુ! મે સાભળ્યુ કે મને માગ સમાજ મણિચોર કહેછે, હુ તેમને માટે ઘટિત કરીશ, પણ વયસ્ય! અધુના તો અવલોકના યોગ્ય વસ્તુને અવલોકવા દે ( શ )

**શ્રીદામો**—( સઆશ્ચર્ય ) મહારાજ એવુ અહીં જોવા જેવુ શુ છે

( ક્ષ ) શ્રીદામો જાણે સભામા પોર તરફ લક્ષ્ય ન આપતો હોય અને મણિચોર કહેનાર કોણ, તે કૃષ્ણને સભળાવવાનુજ તેનુ મુખ્ય કામ હોય તેવી ચેષ્ટા ઘણી વાર સુધી કરેછે

( વ ) જાણે ત્યા કૃતવર્મા હોય તે કૃષ્ણને મણિચોર કહેતો હોય તે સાભળીને કૃષ્ણ તેને મારવા જતા હોય, અને બધુ ખરેખર બનેજ છે એમ શ્રીદામો માનતો હોય તેવો ડોળ શ્રીદામો કરી બતાવે છે

( શ ) અધુના—હમણા અવલોકના યોગ્ય—જોવા લાયક

**કૃષ્ણદેવ**—સખા પશ્ય પશ્ય ( ધ ).

**શ્લોક.**

રાધા બાધાહારક, યુવતી યૌવનવતી શચી જેવી,
કમળ અલૌકિક આ તો, કાન્તિ શાન્તિદ વયસ્ય ! કહુ કેવી ! ૪

**શ્રીદામો**—( નજર કરી ) કહાનજી, રૂકિમણી જેવુ તો ક્યાથી લાવે ? એવા તો ચોરાશીલાખ યોગયા જોતા જોતા આવ્યા

**કૃષ્ણદેવ**—સખા ! રૂકિમણી તે તો રૂકિમણીજ છે, પરંતુ ચોરાશી લાખ તો શુ, પણ ચારે ખુટ પૃથ્વીમા આના જેવી અન્ય જોની તેના તો છેડાજ જો, જો ! ( ન )

**શ્લોક.**

અમન કમલ જેવી, યુવતી તો જણાયે,
નવલ અમલ જન્મ્યો, એવો આખ્યો ગણાયે;
અાન ચકલ થાયે, શી મન્રિાક્ષિ આગે,
તરલ સરલ દૃષ્ટિ, કામીને આગ લાગે ! ! ૫

( ધ ) પશ્ય પશ્ય—જો જો

૪ શ્લોક—ગતિ રાધા ઇ૦—યૌવનવતી ( જુવાનીવાળી ) યુવતી ( સ્ત્રી ) રાધા બાધાહારક ( કામ પીડાને ટાળનારી ) અને શચી ( ઇદ્રાણી ) જેવી ખરી પણ હે વયસ્ય ! આ તો અલૌકિક કમળ ( રગ વાસ, કોમળતા, સાૈંદર્ય વગેરેમા કમળ સરખી ) રૂપ છે એની કાન્તિ શાન્તિદ ( શાતિ આપનારી ) છે એને હુ કેવી કહુ ?—કોની સાથે સરખાવુ ? રાધા કરતા આમા અલૌકિકપણુ વિશેષ વર્ણ્યુ છે માટે **વ્યતિરેકાલકાર** કમળ સાથે તાદ્રૂપ્યતા વર્ણી છે માટે **રૂપક** ' પ્રતિ કેવી કહુ ? એમ કહીને ઉપમાનનો અભાવ બતાવ્યો છે માટે **અનન્વય** કવિતામાથી અર્થ એની મેળે ભાસે છે માટે **પ્રસાદ** નામે ગુણ છે ' રાધા—બાધા ' યુવતી-યૌવનવતી, કાતિ-શાતિ વગેરે સમાન અક્ષરોની ગોઠવણી કરી છે માટે **સમતા** નામે ગુણ છે ( અલકાર અને ગુણના લક્ષણો ચદ્રાલોક વગેરેમા જોવા ) એવી રીતે અલકાર તથા ગુણ એકત્ર વર્ણ્યા છે માટે ભૂષણ નામે નાટ્યલક્ષણ વર્ણ્યુ છે ( લક્ષણ દશરૂપમા જોવુ )

( ન ) ' રુકિમણી તે તો રુકિમણીજ છે ' એવા કૃષ્ણના વચનથી તે દક્ષિણનાયક છે એમ ધ્વનિત કર્યુ છે અનેક સ્ત્રીઓ છતા પ્રત્યેક ઉપર સમાન પ્રીતિ ધરાવનારને દક્ષિણનાયક કહે છે —દશરૂપ

૫ શ્લોક—માનિની જન અમલ—નિર્મળ નવલ—નવીન—નવી કેર ૧મી

**શ્રીદામો**—મહારાજ એવી જવાન છોકરીઓ તો ઘણીએ આપણે ત્યા કામકાજ કરે છે.

**કૃષ્ણદેવ**—વયસ્ય! યુવા એ તો યુવતી માત્રને આવે છે કિન્તુ, પંચશરના પંચ લક્ષણસહ યુવા એ તો યુવાજ છે (૬)

શ્લોક.

આ જે નૂતન તુ યુવા યુવતીની, કેવી જણાયે કહુ.
આહા! શો અતનુ વિકાર ઉપજ્યો, અસુંગી જોઇ રહુ.
એ તો વામ હશે અપાર રતિમા, માને મૃદુતા બહુ.
જો જ્યે લક્ષણ નાજનુ પ્રિય સખા, પચે હુ પૂરા લહુ ૬

**શ્રીદામો**—વયસ્ય! ધૂમાડી ના બાચકા ભરવા અને પરનારીશુ પ્રીતિ કરવી એ અગણી કેમ ગણના હશે?

---

હોય એવી એની આખ્યો રમ્ય છે અકલ ઇ૦—આ મદિરાક્ષી (મદિરા સમાન સ્વચ્છ રાતી આખોવાળી સ્ત્રી)ના આગળ અકલ (બુદ્ધિ) પણ શી (કેવી) અકલ (કળી ન શકે એવી—ગુમ) થાય છે! તરલ ઇ૦—એની દૃષ્ટિ તરલ (ચપળ) અને સરળ (સીધી વિકાર વિનાની) જાણે કામીના અંગમા બાણની પેઠે લાગે છે! કવિતાના પહેલા ચરણમા ઉપમેય જુવતી અને ઉપમાન કમળનો સાધારણ ધર્મ જે સુંદરતા તે કહ્યો નથી માટે **ધર્મલુપ્તોપમાલંકાર** બીજા ચરણમા પણ એજ અલંકાર છે ચોથા ચરણમા 'બાણ' એ ઉપમાન તથા 'પેઠે' એ વાચક, એ કહ્યા નથી માટે **વાચકોપમાનલુપ્તાલંકાર** અમલ કમલ નવલ અમલ, વગેરે, કોમળ શબ્દોની રચના કરી છે માટે **પદોચ્ચય** નામે નાટ્યલક્ષણ

(૬) પંચશર—પાંચ બાણવાળો—કામદેવ। પંચ લક્ષણ—કામના પાંચ લક્ષણો નીચેના શ્લોકમા કહેવાશે તે

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત નૂતન—નવી અતનુવિકાર—કામવિકાર. વામ—વાંકી. માને ઇ૦—માનમા ઘણી કોમળ હશે અર્થાત્ એ રીસાઇ છતા સેહલા ઉપાયથી મનાય એવી હશે નવી જુવાની, કામવિકારની પ્રકટતા રતિમા વાંકાપણુ, માનમા કોમળતા, અને લજ્જા એ પાંચ લક્ષણ કામના છે તે એનામા હુ પૂરેપૂરા લહુ (જોઉ છુ) આ સઘળા લક્ષણ મુગ્ધાના છે (જુઓ દશરૂપ) "मुग्धा नववय कामा रतौ वामा मृदु क्रोधे" "एवमन्यपि लज्जासमावृतानुरागनिबंधना मुग्धाव्यवहारा निबंधनीया"

'નવુ વય, કામ, રતિમા વામતા ક્રોધમા કોમળતા, એ મુગ્ધાના લક્ષણ છે એજ પ્રમાણે તેની પ્રીતિ લાજથી ઢંકાએલી હોય, એ વગેરે મુગ્ધાના વ્યવહાર જાણવા.

**કૃષ્ણદેવ**—( સસ્મિત ) ગોવાળીયા તે ગોવાળિયાજ ! પણ વિચાર તો કરય કે એવીને પરકીયા રાખે કોણ ? સ્વકીયા કરતા શી વાર થાય તેમ છે ! આહા ! સખા ! જો, એ કેવી મારા સામુ જુએ છે ?

શ્લોક.

નેત્રે અમી વરસતી મુજને નિહાળે,
નીચુ જુએ કમલિની જ્યમ કંઠ વાળે,
હુ જોઉં સામુ તવ એ અતિ લાજ પામે,
રી જોતી એ હૃદયુંયે પ્રિય ! ના વિરામે ૭

**શ્રીદામો**—મહારાજ પરણેલી હશે તો પાપમા પડશો ! જાતિ તો નીચી કરતા ઠીક જ લગે એટલે તેનુ તો સમાધાન થયુ ઠીક ત્યારે કામી કહાનજી ! તમે એમો હુ તો મારે ઘેર જઈશ

**કૃષ્ણદેવ**—( ગોપનો હાંથ ઝાલી ) સખા ! એમ તે થાય ? વયસ્ય ! તાર મન અમે તો કશુ નહિજ જોનાર કે ? પણ જો પરણેલી હાય તો પતિ વિના એકલી કેમ હાય ? જાતિ તો હવે જાદવની જોઇ માતાએ પરણવા કહ્યુ છે અને મારી પણ ઇચ્છા તેવીજ છે વારુ એની વાત આપણને અનકૂળ થાય છે તે તો તારા જાણવામા છેજ પછે કહે કંઇ વાધો છે ? અરે ! જો જો મારા સામો હાસ્ય કરી અંગુલિવડે મને દેખાડે છે ! ( ક્ષ )

શ્લોક.

વર કર વનિતા જો, આ કરે મુજ સામો,
નિરખ નિરખ નીચુ, લાજ જાતો નકામો !

---

૭ શ્લોક—વસંતતિલકા કમલિની—કમળનો છોડ આ કવિતાથી સત્યભામાની કૃષ્ણ ઉપરની રતિ તથા લજ્જા નામનો ભાવ વર્ણવીને નાયિકાનુ મુગ્ધાપણુ ધ્વનિત કર્યું છે

( ક્ષ ) જાતિ ઇ૦—"કૃષ્ણ ધ ! કન્યાઓ પરણવા પણ અન્યકુળની કન્યા પર પણ નહિ," એમ દેવકીએ કહ્યુ હતુ તે માટે જાદવની જાતિ જોઇને કન્યા પરણવા માતાએ કહ્યુ છે અર્થાત્ આ જાદવકુળની કન્યા છે એને મારે આગ્રહ છે વાસ્તે ઈ ઇ૦—હે શ્રીદામા ! હુ જેની વાત કરૂ છુ એવી તે કન્યા મારા ઉપર પ્રીતિ બતાવીને મને અનુકૂળ થાયછે તે તુ જાણેજ છે

પરખ પગખ પૂરી, પ્રેમની દ્દષ્ટિ એ છે,
હરખ હરખ હૈડા ! આશપાશે ગ્રહ છે ૮

**શ્રીદામો**—નયગ્ય ! વાધો તો હવે તમારે મતે થોડોકજ રહ્યો છે અને જો માનીએ તો મોટામા મોટો લણુ મનય.

**કૃષ્ણદેવ**—સખા ! તે કયો ? કહી દે પણુ જો જો એ ા અ ગ કેવા ઉત્તમ છ !

શ્લોક.

અ ગો અ ગે અતિશે લનિત મુ ન ા લોનગી દ્દષ્ટિ ગજે !
અ ગુની જો અડ ડી અધર ઉ ર હા, લક્ષ્યો કેવી નાજે,
રકધો ઉચા કરતે હ઼ કુચ નિગ્ખે નેણુના બાણુ સાજે,
પાદાગુષ્ટે ખણેછે અનનિ અવિગતાં નાયિકા લાજ કાજે ૯

**શ્રીદામો**—દેવ ! રૂકિમણીદેવી ગીસાશે તો કેમ કરશો ?

**કૃષ્ણદેવ**—એ તો કદી ગીસાય તથી છેજ નહિ તારે અને એને અવળુ પડયુ છે માટેજ તુ એવુ ાલછે પણ જો જો એ પ ચમુખી નાગની મણા જેવા કે મણા વગર ા કરવડે કાને ાલાવે છે જને ખોનાનતી દશ તેનુ તો ભાગ્ય ચાકતર ભૂમિના જન્મ જેવુ જ માનવુ જોઇએ ( ખ )

શ્લોક

આવી મુગ્ધા અ ગુલિ હલની હલની કહ્ય મુને તેડે ?
ચ દ્રો ચ દ્ર નિહાળે લાગે સવિતા વદ્દા પડે કેડે ૧૦

---

૮ શ્લોક-માનિની વૃત્ત વર ઇ૦ જો વનિતા પોતાનો વર ( ઉત્તમ ) કર મારા સામો કરછે તે તુ જો. તુ હવે નીચુ જો જો કેમકે રખેને તુ એના સામુ જોઇશ તો એ શરમાઇને જતી રહશે તો અને જોવાનો લાભ નકામો જતો રહશે

૯ શ્લોક-સ વરા લલિત-સુ દર સુન ના-સુ દર સ્ત્રી લોન-ચ ચળ અ ગની ઇ૦ **વિતર્ક** નામે ભાવનો અનુભાવ લાજના અનુભાવ મ્હેછે રકધા ઇ૦ રકધ-ખભા પાદાગુષ્ટે પગના અગઠાવડે અવિગતા એક જગો અગ્ગી ઉભી રહેલી લાજ યુક્ત અનુરાગ પ્રકટ કર્યો છે મટે નાયિકાનુ મુગ્ધાપણુ ધ્વનિત કર્યુ છે

( ખ ) ચાતર—ચરોતર. જેમ ચરોતરની ભૂમિનો જન્મ સફળ છે તેમ તેનુ ભાગ્ય પણુ સફળ માનવુ

૧૦ શ્લોક—ગીતિ આવી ઇ૦—આ મુ ધા આવી રીતે આગળી હલાવી હ્યા

**સત્યભામા**—સખિ ! જે થવાનુ હશે તે થશે પણ હુ તો તેને હવડા જવા દેવાની નથી પિતાએ તો મારા નમ્ર કૃતવર્મા સાથેજ કર્યો કર્યાં હશે તો પછે જોઉ છું ! મને થોડી વાર જનારી સમજી તારે જવુ ઘટતુ નથી જો દેવ મારે કાજે કંઈ નહિ કરે તો પછે હુ તેમનુ ધ્યાન ધરી ગાઢ સૂઝતુ કરીશ પણ હવા નહિ ! આ મારી આવગેલી પ્રતિમા તો તેમને આજને આજ મળે તેમ તુ કરજે, હો ! ( जा )

**નાગરિકા**—અહો વશરથા ! તારે એ વિષે કશ પણ ચિંતા કરવી નહિ જે મારાથી થશે તે હુ એ માટે કરીશ તારી આનંદોની પ્રતિમા હુ આજજ પ્રભુને પહોચાડીશ ( પછે વિચાર કરી ) પણ સખિ ! એના લીલા રંગની કલમ તુ ખોળી લાવ્ય જોઇએ

**સત્યભામા**—શા સારૂ ? હવે એમા કશ પણ કરવા જેવુ નથી

**નાગરિકા**—પણ તુ લાવ તો ખરી જો તને મારૂ કહેવુ ગમે તો તે પ્રમાણે કરજે

**સત્યભામા**—( ઉઠી અવળે મોઢે કલમ લેવા જાયછે ) સખિ ! ધેગી બોલી લાવુ કે ધીરી ? ( એવે નાગરિકા ઉતાવળી પ્રતિમા લઇ ઉતરી પડેછે )

**સત્યભામા**—( સખેદ ) અરે સખિ ! તે પણ આમજ કર્યુ કે ? મને પતિએ ઠગી, પિતાએ ઠગી, માતાએ ઠગી મેડીએ ચડાવી અને વહાલી સખી જે તું તે પણ આવી ઠગનારી રમી નાસી ગઇ ! અરે પ્રભુ ! એમજ થાયછે તો હવે મારે જીવ્યમા શો સાર છે

( એટલુ બોલી દીર્ઘ શ્વાસ નાખી ગોખડામા જઇ બેસે છે ) ( क्षा )

( આમતેમ જોતી ને પ્રતિમા સંભાળતી નાગરિકા પ્રવેશ કરેછે )

**નાગરિકા**—( સઆશ્ચર્ય ) અરે કાંતુ બીજુ કામ થયુ કે શુ ? હું શ્રીદામાને અહીં બેસવાનુ કહી ગઇ'તી તે મને વધારે વાર લાગી

( जा ) સૂઝતુ કરીશ—મરણ પામીશ અહીં થોડી વાર જીવનારી કહીને કૃતવર્મા ઉપરની અપ્રીતિનુ તથા કૃષ્ણ ઉપરના અનુરાગબીજનુ ઉદ્ઘાટન કર્યું છે કૃષ્ણને પ્રતિમા પોહોચાડવાનો પ્રયત્ન છે આ વાક્યથી વર્ણાયો છે એવી રીતે બીજનો પ્રયત્ન સાથે યોગ થવાથી **ગર્ભસંધિ** વર્ણાયો છે

( क्षा ) અહીં પ્રિય વિયોગથી કામના આવેશમા આવેલી સત્યભામાની વાણી મય ચેષ્ટા વર્ણવી છે માટે એ **તપન** નામે નાયિકાલંકાર વર્ણાયો છે

તેથી ચાલ્યો ગયો કે કેમ ? ( એટલું બોલી શ્રીદામા ! શ્રીદામા ! કહી બૂમ પાડેછે ).

**શ્રીદામો**—( આંખ્યો ચોળતો ચોળતો પ્રવેશ કરીને ) શું છે ? શું છે ? જા રે જા ! આટલી બધી વાર તે લગાડતાં હઈશું ! જોને હું કેવો ઉતાવળો જઈ આવ્યો'તો !

**નાગરિકા**—તમે શુ ધૂળફુ ઘોળી આવ્યા'તા ? જો હું તો આ પ્રમાણે ( કોઇ ન સાંભળે કે ન દેખે તેમ કહી પછે પ્રતિમા દેખાડેછે ) સહુ સિદ્ધ કરી આવી. હવે જા અને દેવનુ મન મનાવ્ય. પણ હવે જે કરવાનુ હોય તેની ઉતાવળ કરજે હો; નીકર સિંહનો ભાગ શિયાળને લઇ જતાં વાર થવાની નથી. અને હું હવે સત્રાજિતૂને ઘેર જઇશ એટલે તને મળી શકાશે પણ નહિ. માટે જે કરવું હોય તે વહેલો કરજે. ( યા )

**શ્રીદામો**—આથી આવ્ય. જો એ ગારે તો મેં ( કાનમાં ) આમ યોજના કરીછે. તું પણ સાવધપણે તેમ કરવા ચૂકની મા.

**નાગરિકા**—પણુ અહ્યા મહોત્સવ તો બંધ રહ્યાનું સંભળાય છે ને ?

**શ્રીદામો**—દેવના કારણથીજ બંધ રહ્યો છે ને ? એમ કરવામાં પણ આપણી યુક્તિજ છે ! તું તારે જે કરવાનું તે સાવધપણે કરજે એટલે પોબાર પહ્યા સમજવા. હવે હું જઉંછું અને તું પણ ત્યાં જઇ ધારેલું કામ સિદ્ધિએ પહોચાડવાની યોજનામાં લાગીજા.

( એમ વિચાર કરી બંને જણ ચાલ્યાં જાય છે ).

( વિરહાગ્નિથી બળતા અને શ્રીદામાની વાટ જોતા કૃષ્ણદેવ પ્રવેશ કરેછે ).

**કૃષ્ણદેવ**—દાવાગ્નિથી વ્રજસમૂહને બળતો રાખનાર હું, મુચુકુંદ નેત્રાગ્નિથી કાલયવનનો દાહ કરાવી જેવો ને તેવો રહેનાર હું, જરાસંધે પ્રવર્ષણ પર્વતને પાવક લગાડયો અને તે જાજ્વલ્યમાન જ્યોતિમાંથી કંઇ પણ કષ્ટ વિના નીકળી નાસનાર પણ જે હું, તેને શું વિરહાગ્નિ દગ્ધ કરવા ધારે છે ? અરે આત્મભૂ ! હું પણ શંકરનો પરમ ભક્ત છું હો ! મને પીડા કરવામાં કાંઇ કાઢવાના નથી ! હા કુસુમેષુ ! હવે તો અતિ

( યા ) અહીં અર્થની સાધના કરવાનો નિશ્ચય વર્ણવ્યો છે માટે યુક્તિ નામે નાટ્યાલંકાર.

થયુ ! આ હૃદય મહાઅ કે સુરાઅ સહન કરવાને તૈયાર છે, કિન્તુ હે મકરધ્વજ ! તારા કમળ જેના કોમળ શર મારાથી સહન થતા નથી (એમ કહી નિ શ્વાસ નાખે છે ) અરે શુ શ્રીદામોય પણ અઘાપિ સુધી નજ આવ્યો કે ? હોય એમજ હોય; "પડય, પડય તો કે સદાવડી !' (ઞ)

( એવે જય જય મહારાજ કહી શ્રીદામો પ્રતિમા સંતાડતો પ્રવેશ કરે છે. )

શ્રીદામો—વયસ્ય ! તમારે કાજે અથડાઇ 'અથડાઇ મારો તો આરો નીકળી ગયો

કૃષ્ણદેવ—સખા ! પણ કંઈ વળ્યુ કે નહિ ?

શ્રીદામો—અમે જાણ્યાએજ છિયે કે અમને પડેલુ કષ્ટ કોઇ પૂછનાર નથી, પણ કામ થયુ કે નહિ તેનીજ ખબર પૂછાશે !

કૃષ્ણદેવ—ગોપબધુ ! તારી પ્રકૃતિ તો સારી છે ? વારૂ કહે જોઇએ પ્રિયા તને કહીં મળી ? અને એની પ્રીતિ મારા પર છ એવુ તને કંઇ વાતચિતમા જણાયુ કે નહિ ? ( ઠા )

શ્રીદામો—મારી સાથે વાતચિત તો કરી પણ હુ ગોવો ગમાર છુ કે તેની તમારાપર પ્રીતિ છે કે નહિ તે પૂરેપૂરૂ સમજી શક્યો નહિ ! ( એમ કહી પ્રતિમા સતાડતો જાય છે ) ( ઢા )

કૃષ્ણદેવ—વયસ્ય ! આ સમય હાસ્યનો નથી વારૂ જો તું પૂરેપૂરૂં સમજી શક્યો નહિ તો જેટલુ સમજ્યો, તેટલુ કહે જોઇએ

---

( ટા ) અહીં હાસ્યાગ્નિપાન વગેરે થઈ ગયેલા કાર્યનુ કથન કર્યુ છે માટે ઉત્કીર્તન નામે નાટ્યાલંકાર વર્ણવ્યો છે આત્મભૂ—કામદેવ ' શંકરનો પરમ ભક્ત ઇ૦—અર્થાત્ શંકરની પેઠે તને બાળી મૂકીશ એ ધ્વનિ છે કુસુમેષુ—ફૂલના બાણવાળો—કામદેવ કુસુમેષુ એ નામનુ નામ હોવાથી વિશેષ્ય છે અને એ વિશેષ્ય ઉપરથી કૃષ્ણને તે બાણ પ્રહાર કરે છે એમ સમજાયુ છે માટે પરિકરાંકુરાલંકાર

( ઠા ) ગોપને સારૂ લગાડવાને તેની પ્રકૃતિ પૂછી છે અને એમ કરીને તેને પોતાને અનુકૂળ કરી લીધો છે માટે મગ્રહ નામે ગર્ભસંધિનુ અંગ વર્ણવ્યુ છે

( ઢા ) અહીં શ્રીદામાએ પોતાને રસજ્ઞ કહીને નાગરજનાનુ કાર્ય કર્યું જણાવ્યુ તેથી તે વચોહાસ્યનર્મ નામે કૈશિકી વૃત્તિનો ભેદ વર્ણવ્યો છે, તથા પ્રતિમા સંતાડતો જાય છે માટે ક્રિયાનર્મ નામે કૈશિકીનો ભેદ વર્ણવ્યો છે

**શ્રીદામો**—મહારાજ ! એમા તે શું કહેવું છે ? હવે તો હું ઘેર જઉં છું, મને તો ભૂખ લાગી છે

**કૃષ્ણદેવ**—બેશ બેશ, તને મોકલવાનું પ્રયોજન શું તે પણ કંઇ સમજે છે કે નહિ ? (પછે તેનું લુગડું ઝાલી આચકો મારે છે એટને સંતાડેલી પ્રતિમા પડી જાય છે ) અહયા ! આ શું ? ક્યાથી લાવ્યો અને આ પ્રતિમા કોની છે ? હા હા, એ મે ઓળખી, પણ કહે એ કેણે આલેખી ? .

**શ્રીદામો**—મહારાજ એજ તો ! એવી તો હું ધણીએ છગીએ દાડું છું !

**કૃષ્ણદેવ**—શ્રીદામા બોલ્ય, બોલ્ય, આ તું કયાથી લાવ્યો અને કોણે કાઢેલી છે ?

**શ્રીદામો**—વયસ્ય ! એ સુવર્ણસરોજિકાનામીએ કાઢી છે અને આપનો ગોપ ત્યા જઇ યોગને ઠગી ચોર ગાળી લઇ આવ્યો છે એ ! કયા જરા ત્યા છે, જો સાભળવાનો અવકાશ રહ્યા હો તો કહુ ( હા )

( કૃષ્ણદેવ પ્રતિમા ભણીથી શ્રીદામા ભણી જોઇ )

**કૃષ્ણદેવ**—ગોત્ખધુ ? હું આ પ્રતિમામાં આલેખેલા ભાવ જોઇ રહ્યા પછી તારી વાતથી જાણીતો થઇશ ( એમ કહી પ્રતિમા ભણી નજર કરેછે )

**શ્રીદામો**—પણ મહારાજ ! હું ભૂખી જઇશ સારે ?

**કૃષ્ણદેવ**—તેનતો ફરી સાભરી આવે એવું હું કરીશ પણ સખા જો તો ખરો, આપણે એને છળ કરી ગોલાવી તથા એ કેવી ભ્રૂકુટિ ચઢાવી રહી છે ?

શ્લોક.

મદ ! કર મરોડી ખેચતો શું આમ !,
અતિ અતિ થઇ નાઠી મિત્ર ! આમ આમ !,

( ૭ ) પ્રતિમા જોવાની કૃષ્ણની અતિ ઉત્કંઠાનું ગ્રહણ કરે છે જો સાભળવાનો અવકાશ રહ્યા હોય તો ઇ૦ વચોહાસ્યનમ

સમરધનુ નહિ એ તો, શો કરું હું વિચાર,
તિલક હરતણું એ, ચાપ શંકા અપાર. ૫

અપિચ—

શ્લોક.

ત્રિપુણ્ડ્ર જે હરતણું, વદતાં ન ફાવે,
રે રે વયસ્ય ! ઉપમા, મનમાં ન આવે;
જો હું શશી સમ વદું, તવ તે કલંકી,
કો ભ્રૂ સમાન નવ હું, ગણું સિંહલંકી. ૬

શ્રીદામો—મહારાજ જો એની ભ્રગુટીને કોઇની ઉપમા અપાય એવી નથી તો પછે એની અધરધુરી કેવી હશે તે તો કેમજ કહેવાય ! (હા)

કૃષ્ણદેવ—મકરંદના સ્વાદની તે મધુપરને શી પરખ ! એ તો ભમરજ ભોગવી જાણે. પણ સખા એણે ચટક કર્યો છે તે તે જોયો કે ! જો જો !—(જા)

શ્લોક.

પૂર્ણિમાચંદ્ર જાણે વર વસ્તુસરી, ધાર બાંધી રહ્યો છે,
શોભા સારી શશાથી કિરણ પસરિયા, હાર્ન એ તો ગયો છે;

આકાશે એક નિધુ દય અહિ નિરખુ અભ્ર આવે ન પાસે,
એ પૂરા ચદ્ર માહે મલિનપણુ દિસે સ્વચ્છ આ બે પ્રસગે ૭

**શ્રીદામો**—કહાનજી ! હજુ તાગ જોવાના રહ્યા તે દેખાડશો કે ? ( તા )

**કૃષ્ણદેવ**—( સસ્મિત ) તારા જુએ એવાજ દેખાયછે ! પણ તારા એય સશયનું મારી પ્રિયાના અલૌકિક લાવણ્યવડે સહેજ સમાધાન થાય તેવુ છે જો સાભળ્ય —( થા )

શ્લોક.

વગર કલન્તિ ઉગ્યા, એક નહિ પણ નિધુ ભલા બે આ,
તારા ઝાખા થઇને અગેઅગે વશી રહ્યા જ આ ૮

**શ્રીદામો**—દેવ ! એ જાણે દેવી થવાને એકે અગે ન થઇ હી હોય અવી દેખાય છે

**કૃષ્ણદેવ**—નવરા ! એ અગેઅગની શોભા વર્ણવતા સુધી મનોજ મો ઊભો રહેવા દે એમ લાગતુ નથી તથાપિ એ આપણાથી લજ્જા પામે છે તે સમયે એનો દેખાવ કેવા થયો છે તે તુ જો –( દા )

શ્લોક.

નયને નમતી ગમતી ગવરી,
લજવાની અતિ ગતિ જો શી કરી,

---

૭ શ્લોક—સગ્ધરા વર-ઉત્તમ વસ્તુનશી—ર્હુંવ ( ગેળાકાર ) જેવી. વિધુ-ચદ્ર દ્વય—એક કપાળનો ચાદલો અને બીજે મુખચદ્ર અભ્ર—વાદળુ આકાશના ચદ્રને વાદળુ નડે છે, પણ આ બે ચદ્રને તો તે પણ નડતુ નથી ઉપમાન દોષનાણુ વર્ણ્યુ છે માટે **નિદોપમા**

( તા ) સત્યભામામા ચદ્ર વર્ણ્યિ છે ત્યારે તારાપણુ હોવા જોઇએ એવા વિચારથી શ્રીદામો કહેછે કહાનજી ! ઇ૦ ઘર ગીના આસુના ટપકા ચીતર્યા છે તે બતાવવાની આ ગર્ભિત સૂચના છે પણ કૃષ્ણને તેપર લક્ષ દોરતા નથી એમ વાતીને કવિએ કૃષ્ણનો સત્યભામા ઉપરનો અનુરાગ **ધ્વનિત** કરી બીજનો ઉલ્લેખ કર્યો છે ( થા ) તાગ-( આકાશમાના ) લાવણ્ય—સુદરતા

૮ શ્લોક—ગીતિ તારા—પરસેવાના ટપુરતી કે મોતીના આકાર રૂપી અવકારને પગ શોભા આર એવુ એનુ રૂપ છે એ **ધ્વનિ** ( દા ) મનોજ—કામદેવ

મ઼ે વને ઢી એ છુાવે,
વદતી વિતા અતિશે ન રવે ૯

અપિચ—

શ્લોક.

સકોચાયે કારે, કુમુદિની પેઠે તદા ઘણી શોભે,
પ્રાતર દિ કર થેભે જોઇ ક્ષોભે પ્રભાવડે લાભે ૧૦

**શ્રીદામો**—કહાનડ! 'ભાભા ભારમા તે વહુ લાજમા' એમ તો કઈ નહિ યતુ હાર!

**કૃષ્ણદેવ**—શ્રી મા! તારે ચને મારે સ્નેહ શી રીતે થયો હશે એ સમજાતુ નથી! જો જો પ્રિયા ી સર્વાગસુદરતા શી શાભી રહી છે! (ઘા)

શ્લોક.

જ્યોતિષ્મતી મ્હુ ચદ્રની તો ધવલતા એના લહુ,
જ્યાત્સના જો જડી નેઉ હેડે (છે) શિતળતા એવુ કહુ,
ના ના નથી છ અધિક એથી, કામનરી કામિ ી,
સવાગ સુદરતા સ્વીકારે, (ભમ) હત્મમેઘની દામિની ૧૧

---

૯ શ્લોક—તોટક વૃત્ત નયને નમ્તી—નેત્ર નીચા ઢાળતી (લજ્જા નામે ભાવની વ્યજના) મ ને—મદન (કામદેવ)ને પણ અથવા મદને જુવાનીના મદને અતિશે ઇ૦ એ અતિશય ધાટો કાઢીને બોલતી નથી) આ પણ લજ્જા નામે ભાવની વ્યજના છે)

૧૦ શ્લોક—ગીતિ જ્યારે પ્રાત કાળને સૂર્ય ઊગછે ત્યારે જેમ કુમુદિની (પોયણી) પોતાના અગમા સકોચાય છે (બીડાઇ જાયછે) તેમ મને જેઇને આ સ્ત્રી પોતાની કાયામા સકોચાઇ જાય છે ત્યારે એ ઘણી શોભે છે વળી જ્યારે પ્રાત.કાળનો દિનકર (સૂર્ય) તેને જેઇને થેભે છે (અટકી ઉભો રહે છે) ત્યારે એ તેનાથી ક્ષોભ પામછે, પણ તેની પ્રભા (કાતિ) વડે લોભ ય છે અથવા દિનકર તેની પ્રભાવડે લોભાય છે અહીં પણ લજ્જા નામે ભાવની વ્યજના છે માટે એ મુગ્ધાનુ વર્ણન છે કાતિ અતિશય વર્ણી છે માટે દીપ્તિ નામે નાયિકાલકાર વર્ણાયો છે

(ઘા) તાર અને મારે ઇ૦—અર્થાત્ તુ તો કેવળ વિવેક વગરનો અને નીરસ જણાય છે'

૧૧ શ્લોક—હરિગીત જો એને હુ ચદ્રની જ્યોતિષ્મતી (ચદ્રના જેવી કાતિવાળી) મ્હુ તો ધવલતા (ધોળાપણુ) ચદ્રમા છે તે એનામા આવે, જો ચદ્રની જ્યોત્સ્ના (કિરણમાળા) એનામા છે એમ હુ હૈડે જાણી લઉ (માનુ) તો એનામા શીત

અપિચ—

શ્લોક.

ચપળા ચતુરા કેવી, તડિત તરૂણી ગઇ નહિ ભાળી,
કુચગ્ર કુશે ભેદ્યુ આ કરિવરતુ હદે અહા ભાળી ! ૧૨

**શ્રીદામો**—મહારાજ ? એ તો બધુય ખરૂ પણ પેલો વાઘ ને બકરી એ શા કાજે ચીતર્યા હશે ? હુ તો ધારૂ છુ કે દેવના ચતુરાઇ જણાય આવે કે દોને વાઘ બકરી સાથે ચિત્રામણ પણ ચીતરતા આવડે છે ખરા ! એટલાજ કાજે એ બે ચીતર્યા હશે બાકી બીજુ શુ ? ( ના )

**કૃષ્ણદેવ**—( તે બે ચિત્ર જોઇ ) સખા ! મારી કને જે ચિત્ર છે અને તુ જને બકરી કહે છ તે બકરી નથી પણ હરિણી છે (વિચાર કરી) હા હા હુ સમજ્યો ! અરે આ શુ ? ( નિશ્વાસ નાખી ) વિધાએ મને આવોજ ગણ્યો કે ? ( પા )

---

ળતા છે એવુ કહ્યા બરાબર થાય છે; પણ આ તો એના કરતા પણ અધિક કામકારી કામિની છે ( ચદ્રની સાથે સરખાવતા એક એક અગની સુદરતા વર્ણાય છે, તે ઠીક નથી ) અને હુ તો એના સરવા અગની સુદરતાનો સ્વીકાર કરવાવાળો છુ માટે એને મારા હૃદય રૂપી મેઘમા રહેનારી દામિની ( વીજળી ) કહુ છુ **અધિકોપમા** કામે યુક્ત શોભા વર્ણી છે માટે **કાન્તિ** નામે નાયિકાનકાર ' હૃદયમેઘની દામિની ' એ શબ્દોવડે કૃષ્ણના અનુરાગ રૂપી બીજને ખુલ્લુ કર્યુ છે

૧૨ શ્લોક-ગીતિ કોઇ પુરૂષ એકાએક તેને લેઇ ગયો તે યાદ આણીને કહે છે ચપળા ઈ૦—એ ચતુરા કેવી ચપળ છે કે તરૂણી તડિત-( વીજળી )ની પેઠે ગઇ અને મારા જોવામા પણ ન આવી ! કરિવરનુ—ઉત્તમ હાથીનુ ' કુચઅકુશે ' એ શબ્દથી શૃગારભાવ ઉઘાડી રીતે જણાઇ આવેછે માટે **હેલા** નામે નાયિકાનકાર ચપળા અને તડિત, તથા ચતુરા અને તરૂણી એવા એકજ અર્થની પુનરૂક્તિ દેખાડી છે માટે **વ્યપેત અર્થયમક** જેમ કાવ્યપ્રકાશમા, " तनुवपूरजघन्योसौ करिकुजररुधिररक्तखरनखर । तजोधाममह पृथुवाम्नामिन्द्रोहरिर्जिष्णु ॥ એમા तनु-वपु, करि-कुजर, रुधिर-रक्त, तेज -धाम-मह इद्र हरि जिष्णु એ એક અર્થના શબ્દોની રચના કરી તે જૂદા જૂદા અર્થે વાપર્યા છે ચિત્રચદ્રિકામા પણ द्वारपर ઈ૦-' કવિતા એજ જાતની છે

( ના ) શ્રીદામો હરણીને બકરી માની ' વાઘ અને બકરી ' વગેરે બોલે છે

( પા ) શ્રીદામો કયા ચિત્રને ઉદ્દેશીને કહેછે તે સ્પષ્ટ કરે છે સખા ઈ૦-મારા

( અવે એકદમ ઉતાવળે આવતી રૂકિમણી પ્રવેશ કરે છે )

**રૂકિમણી**—( સકોપ ) અરમા ગોપબંધુ ! એ શુ બોલ્યો ? ફરી બોલ્ય જોઈએ તુ લાડકો તારા દેવનો ! ને બીજાંને કઈ અવળુ કહીશ તો જોના જેવુ થશે ( મા )

**શ્રીદામો**—( નમન કરી ) દેવિ ! મે તો મારા વયસ્યને કહ્યુ કે તમને નંદ યશોદાનો કે સુદામા જેવા મિત્રનો ના ગણુ, ના ગણુ કે પાડ ! એમા તે અમે શુ જૂઠુ કહ્યુ ? અરે પ્રભુ ! ગરીબનો બેલી રામજ છે 'ખરા બોનો માએ માર્યો' ! વારૂ દેવિ ! અમે હવેથી એવુ નહિ બોલિયે અને જો તમને અમારા પગલા ન ગમતા હોય તો અમે અમારા વ્રજમા જતા રહિયે ( મા )

**રૂકિમણી**—( સકોપ ) ગોપબંધુ ! હુ તને મારી પેઠે ઓળખુ છુ અને જાણુ છુ કે મારા આવ્યાથી તને અંગેઅંગે કીડિયો કરવા જેવુ થશે અહા ! વાકચાતુર્યમા કઈ મણા નથી ! " છાણના દેવ અને કપાશિયાની આંખ્યો " ઠીકજ છે ( યા )

**શ્રીદામો**—જો એમજ છે તો અમે અમારે આ ચાલ્યા ( એમ કહી જતો રહે છે )

**રૂકિમણી**—( કૃષ્ણદેવ પાસે જઈ ) કેમ આર્યપુત્ર ! તમે કહેતા'તા

( મા ) દેવીના ક્રોધયુક્ત વાક્ય વર્ણાયા છે માટે **તોટક** નામે ગર્ભસંધિનુ અંગ થયુ

( મા ) વયસ્ય—મિત્ર ( કૃષ્ણ ) નાગણુનો અર્થ ફેરવીને ના ગણુ ( ગુણ–ઉપકાર નહિ ) એવો અર્થ કર્યો માટે **પતાકાસ્થાન** વર્ણાયુ છે પતાકાસ્થાન વિષે સાહિત્ય દર્પણમા લખે છે કે

' यत्रार्थे चिन्तितेन्यस्मिन् तल्लिङ्गोन्य प्रयुज्यते ।
आगतुकेन भावेन पताकास्थानकं तु तत् ॥ "

' જ્યા કોઈ એક અર્થનુ ચિંતન કર્યું હોય અને ત્યા તેનાજ જેવા બીજા અર્થની યોજના આગતુક ભાવવડે કરવામા આવે તેને પતાકાસ્થાન કહેછે '

( યા ) છાણના દેવ—અર્થાત કૃષ્ણ જેવા સ્વામીને તારા જેવોજ સખા હોય તો !

ને કે હુ તો કશાયમા નથી ! ત્યારે ચક્ર કોના પર ચઢાવવાનો વિચાર કરોછો ?

**કૃષ્ણદેવ**—અહો દેવિ ! તમારૂ મન તો શકાશીલ રહેવાનુ તે રહેવાનુજ મને આજે જવરવ્યાધિ પીડે છે તેનો નાશ કરવાને હુ ચક્રનુ સ્મરણ કર'તોતો એટનામાય પણ તમને જો શકા પડી ત્યારે તો હવે પ્રારબ્ધ ! ( रा )

**રૂકિમણી**—દેવ ! દાવ તો ઠીક લડાવતા આવડે છે 'જેવા ચાકર એવા ઠાકર' પણ પહેના પ્રેમની વાતો કરતા'તા તે આવા હડહડતા વ્યાધિમા શી રીતે થતી'તી ? ( रा )

**કૃષ્ણદેવ**—દેવિ ! શ્રીદામો રાધા આદિકની વાતો સભાળી અને તેનો ત્યાગ કહી મારી નિદા કરવા લાગ્યો, ત્યારે મે તેને એ પૂર્વની વાતો ગણાવી ટાઢો પાડ્યો ! એમા તે અમે શું કર્યું કે તમે આટના બધા તપી ગય કો ?

**રૂકિમણી**—અમારે તપવુય છે કોના પર અને કહેવુંયછે કોને ? પણ આખે જોએની વાતને ખોટી પાડે છો ત્યારે કહેવુ પડેછે મહારાજ કહો જોઇએ, જ્યારે હુ આવી ત્યારે તમે પછે શુ સતાડતા'તા ?

**કૃષ્ણદેવ**—હા હા, ખરી વાત ! એ તો મે રાજ્યકાજ સંબધીના પત્રો દબાવી મૂક્યા છે જ્યન જોવા હોય તો જઇને કરારે જુઓ, એને પછે આપોઆપ બોલતા બધ થઇ જશો

**રૂકિમણી**—દેવ ! એના ખોતરણા કાઢવાને અને કોઇના ઢાકણા ઉઘાડા જોવાને મારે કયા કાળા હાથની બાધા છે કે તે હું જોવા બેસુ ?

( એવે ત્યા ઉતાવળો ઉતાવળો દ્વારપાલ પ્રવેશ કરેછે )

**દ્વારપાલક**—દેવશ્રી ! આપના મિત્ર આપને જોવા માટે આણીપા આવેછે •

**કૃષ્ણદેવ**—અરે દ્વારપાલક ! જા તેમને અહીં લઇ આવ્ય

( रा ) ચક્રની યોજના શત્રુ પર કરવાને સભારી છતા તેની યોજના જ્વર ઉપર ફરી બનાવી, માટે આ પણ **પતાકાસ્થાન** વર્ણાયુ છે

( रा ) જેવા ચાકર ઇ૦—શ્રીદામાએ નાગાપુને ઠામે ના ગણ અર્થ ઘટાવ્યો ત્યારે તમે ચક્રની યોજના જ્વરપર ઘટાડી !

**રૂક્મિણી**—આર્યપુત્ર ! આ કંઇ નરકાસુરને જીતવા જવા જેવું તો નથી ? ( વા )

**કૃષ્ણદેવ**—જો પ્રિયા એમ લાગતું હોય તો તમે પણ કરારે બેશી રહો; અથવા આ અતઃપુરમાં જઇ ચિકિત્સા જુઓ.

**રૂક્મિણી**—આર્યપુત્ર ! મારે એટલું બધું કરવાની શી ગરજ છે ? 'જેવું વાવશો તેવું લણશો.' ( એવે ત્યા દ્વારપાલક સાથે વસુદેવ પ્રવેશ કરે છે અને રૂક્મિણી ચાલી જાય છે. )

**વસુદેવ**—અહો કુલદીપક ! તારી પ્રકૃતિ કેવી છે ? મને તો અધુના શ્રીદામાએ કહ્યું કે કૃષ્ણદેવની પ્રકૃતિ જ્વરવડે અતિ પીડિત છે અને આવતી કાલનો દ્વારકાગમોત્સવ પણ એજ કારણથી બંધ રહેવાનો છે. મે એ વાત સાભળી કે હું તો તર્લગ તારી કને આવ્યો. કુળદેવી સર્વ સારા વાનાં કરશે. ( શા )

**કૃષ્ણદેવ**—પિતાશ્રી ! શ્રીદામાએ કહી તેવી મારી પ્રકૃતિ પૂર્વે થઇ ગઈ હતી; કિન્તુ અધુના તો મને સારો આરામ છે. મને હવે ઘરમાં ગમતુ નથી માટે હું પણ તમારી સાથે મહારાજાને મળવા આવુછું. ( પછે ઊઠી પ્રતિમાને ગુપ્ત સ્થળે સંતાડી દેછે, અને શ્રીદામાનાં મનથી વખાણ કરેછે ) ( સા )

**વસુદેવ**—અહો કષ્ટમોચન ! જો તને સદ્મમાં નથી સુહાતું તો ચાલ્ય આપણ શનૈઃ શનૈઃ સભાસ્થાનમા જઇએ. ( હા )

**કૃષ્ણદેવ**—હા પિતાશ્રી એમજ કરીએ તો ઠીક. ( એટલું બોલી બને જણ ધીમા ધીમા ચાલ્યા જાય છે ).

### તૃતીયાંક સમાપ્ત.

---

( વા ) શ્રીદામાની પાછલી યુક્તિ યાદ આણીને કહે છે. આર્યપુત્ર ઇ૦.

( શા ) અધુના—હમણા

( સા ) કિન્તુ—પણ. શ્રીદામાના મનથી વખાણ કરે છે—રૂક્મિણી રૂપી વિઘ્ન ટાળવાને શ્રીદામાએજ વસુદેવને મોકલ્યા હતા, એમ વ્યજિત કર્યું છે

( હા ) કષ્ટમોચન—કષ્ટમાથી છોડાવનાર ( કૃષ્ણનું સંબોધન ) સદ્મ—ઘર. શનૈ. શનૈ —ધીમે ધીમે

## અંક ૪ થો.

( કૃતવર્મા અને પદ્મપ્રભા વાતચીત કરતાં પ્રવેશ કરે છે. )

**કૃતવર્મા**—અરે પદ્મપ્રભા ! તુ આજ અહીં ક્યાથી ? કેમ, રાણી રૂકિમણી તો આનંદમા છેને ( अ )

**પદ્મપ્રભા**—અહો હાર્દિક્ય ! સ્વામિની અત્યાનંદમાં છે અને તમને કઇ કામ માટે બોલાવે છે. મને કહ્યું છે કે ગમે તે કામ કરતા હોય તો તે બધ રખાવી એકદમ વિનયપૂર્વક તેમને અહીં બોલાવી લાવજે. ( आ )

**કૃતવર્મા**—( સઆશ્ચર્ય ) શું મને રાણી અને તે પણ રૂકિમણી બોલાવે છે ! ના ના, એમ હોય નહિ; તમે દેવીના સખી પદ્મપ્રભાજની !

**પદ્મપ્રભા**—અહો નરશાર્દૂલ ! શુ ઓળખાણ પણ પડતું નથી કે ? તમને રૂકમીની ભગિની અને પરમ ઐશ્વર્યવાન કૃષ્ણદેવની પ્રિયા જે રૂકિમણી તેજ બોલાવે છે, અને હુ તેમની મુખ્ય સખીમાની એક સખી છુ તે તો તમે જાણોજ છો. ( इ )

**કૃતવર્મા**—વારૂ ઠીક ચાલો ત્યારે. પણ પદ્મપ્રભા! શા કાર્ય માટે બોલાવે છે તે જો તું કંઇ જાણતી હોય તો કહે, જેથી મારે સાથે રાખવા જેવુ હોય તે હુ સાથે રાખુ.

**પદ્મપ્રભા**—( કાને હાથ દઇ ) કેમ બોલાવે છે તે વિષે હુ કઇ પણ જાણતી નથી.

**કૃતવર્મા**—હમણા નહિ તો ઘડી રહીને અથવા આજ નહિ તો કાલ પણ મને બોલાવવા વિષેની કઇ ચર્ચા થયાનુ તારા જાણવામા હોવુજ જોઇએ.

**પદ્મપ્રભા**—હે હાર્દિક્ય ! તમે જેમ મારે વિષે જાણવાપણાનું અનુમાન કરાઓ તેમજ હુ એ વાતથી જાણીતી હોત, પણ મારી પ્રકૃતિ બે દિવસથી સારી નહોતી તેથી કાલ ઉગ્યો ને કાલ આથમ્યો તે પણ મારા જાણવામા નથી. ચાલોને, ત્યા ગયેથી સર્વે સમજાશે.

( अ ) રાણી—રાણી ( आ ) હાર્દિક્ય—કૃતવર્મા. ( इ ) નરશાર્દૂલ—મનુષ્યોમા વાઘ જેવો પરાક્રમી

**કૃતવર્મા**—હા હા, એ તો જણાશેજ; તોપણ પહેલેથી કંઇ જણાયું હોત તો ઠીક પડત વારૂ ત્યારે ચાલો આપણે ઉતાવળ જઇ તર્કવિતર્ક થતા અટકાવીએ. ( એમ કહી બંને જણ જાય છે. )

( સુખાસનારૂઢ કનકમાલિકા સહ રૂક્મિણી પ્રવેશ કરે છે ). (ई)

**કનકમાલિકા**—( આગળીવડે ) દેવિ ! જુઓ પેલી પદ્મપ્રભા હાર્દિક્યને તેડી ઉતાવળે ઉતાવળે આવતી જણાય છે.

**રૂક્મિણી**—હા સખી ખરૂં; હવે પેલો ( કાનમાં કહેછે ) તાલ આપણે ખરેખરો મચાવવો જોઇએ.

**કનકમાલિકા**—વયસ્યા ! એ માટે તમે વધારે ચિંતા રાખો મા, તમે કહેજો એમ ( કાનમાં ), અને હું કરીશ આમ ( કાનમાં ) ( એવે કૃતવર્મા તથા પદ્મપ્રભા કને આવે છે ) (उ)

**કૃતવર્મા**—( નમન કરી ) રાણીનો જય જયકાર હો.

**રૂક્મિણી**—( સવિનય ) અહો હાર્દિક્ય ! આવો પધારો. આજ કંઇ આ ગમ આવવું થયું દેખું ! ( પદ્મપ્રભા ભણી જોઇ ) કેમ સખિ ! કૃતવર્મ મળ્યા કે નહિ.

**પદ્મપ્રભા**—( વિચારમાં પડી ) હેં હેં દેવિ ! તમે શું કહ્યુ?

**કનકમાલિકા**—કેમ કંઇનું કંઇ કરી આવી કે શુ "ગામનું ઘોડા તળે અને ઘોડાનું ગામ તળે નાખવાની જેને ટેવ હોય તે શી રીતે ટળે ?"

**કૃતવર્મા**—( નમન કરી ) રાણિ ! કૃતવર્મને બદલે પદ્મપ્રભા મારૂં નામ સમજી હશે હવે એના પર રીસ કરવાનું કંઇ કારણ નથી. હોય ભૂલ્ય તો બ્રહ્માની પણ થાય. વારૂ મને આપનો અનાયાસે મેળાપ થયો એજ હું ધન્યતા માનું છુ

**રૂક્મિણી**—અહો હાર્દિક્ય ! એ તો ઠીકજ છે કે તમને બોલાવી લાવી; પણ કંઇ બીજુંજ ઓડનું ચોડ વેતરી બેસે તો કેમ કરીએ ? હવે એ તો મારા કામનીજ નહિ એને આવડો મોટો 'આ' નો ભેદ સમજાયો નહિ ત્યારે બીજું શું સમજવાની હતી. (ऊ)

---

(ई) સુખાસનારૂઢ—સુખાસન ઉપર બેઠેલી (उ) વયસ્યા—મૈત્રિણી—સખી

(ऊ) 'આ'નો—'આ'કારનો. કૃતવર્મ અને કૃતવર્મા, બે શબ્દોમા જે અલ્પ 'આ' સ્વરનો ભેદ છે તે

**કૃતવર્મા**—અહો રાજ્ઞિ ! એમ એનાપર કોપ કરવો ઘટે નહિ. તેમ એને આ પ્રાસાદ તજાવો અને તેનો નિમિત્ત કારણ હું બનું એ ઠીક નહિ. હોય 'ભણવા ભૂલે અને તારા ડુબે.' આ સમયે તો એને મારે કાજે ક્ષમા કરવી ઘટે છે. ( પદ્મપ્રભા ભણી જોઇ ) અહો પદ્મપ્રભા ! તું હવેથી ભૂલ કરતી મા જા જઈ કૃતવર્મને બોલાવી લાવ્ય.

**રૂક્મિણી**—( સકોપ ) જોજે કૃતવર્મને બદલે કૃતકને બોલાવી લાવતી ! શું કરૂં ? હાર્દિક્યના મોંતે મારાથી કંઈ કરાતું નથી, બાકી સર્વે સારાં વાનાં થાત ! ( क )

**કૃતવર્મા**—જા જા ! જઇ સત્વર બોલાવી લાવ્ય. ( પદ્મપ્રભા જાયછે ). રાજ્ઞિ ! હવે હું પણ જઇશ ( એમ કહી કૃતવર્મા ઊઠેછે )

**રૂક્મિણી**—( સવિનય ) હાર્દિક્ય આવજો હો. અને તમારે નકામો ધક્કો પડ્યે. તેનું કંઇ મનમાં લાવશો મા.

**કૃતવર્મા**—( નમન કરી ) એમાં તે અમારા જેવાએ મનમાં શું લાવવા જેવું છે ? ધન્ય ભાગ્ય કે મારા જેવાને અનાયાસે આપના દર્શનનો લાભ થયો. ( હવે તો હું રજા માગુંછું એમ કહી ચાલવા માંડે છે ).

**રૂક્મિણી**—( સાંભરી આવ્યાની પેઠે અભિનય કરી ) હા હાં, હાર્દિક્ય ! તમારાં તો લગ્ન થવાનાં છે તે શું ?

**કૃતવર્મા**—( સલજ્જ ) હા રાજ્ઞિ ! એમ કહેવાય છે ખરૂં.

**રૂક્મિણી**—એમ છે, એવુ કેમ નથી કહેતા ?

**કૃતવર્મા**— તે તો તમને વિદિત હશેજ કે સત્રાજિતનું મન સરોજપત્ર જલવત્ સ્થિર છે. જો એવું છે તો પછે 'એમ છે' એમ કેમ કહેવાય ? ( ख )

---

( क ) હાર્દિક્યના ઇ૦—અર્થાત્ હાર્દિક્યની શરમ છંડાતી નથી માટે હું તને કાઢી નથી મૂકતી સારાં વાનાં થાત !—એને કાઢી મૂકત, અને તેથી એક મૂર્ખ દાસીની પીડા ટળત ! ( અથવા વક્રોક્તિમાં ).

( ख ) વિદિત—માલમ. સરોજપત્ર જલવત્—સરોજ ( કમળના ) ના પાંદડા ઉપર પડેલા જળના બિંદુના જેવું. અર્થાત્ જેમ કમળના પાંદડા ઉપર પાણીનું ટીપું સ્થિર રહેતું નથી તેમ સત્રાજિતનું મન પણ સ્થિર નથી.

**રૂકિમણી**—હાર્દિક ! એ તો તમારૂ કહેવુ ખરૂ છે મે પણ કાને સાભળ્યુ હતુ કે જો સત્રાજિત્ તમને કન્યાપણ કરે તો શત ધન્વા મેરુ દદ મચાવવાને સજ્જ થઇ રહ્યો છે ( લ )

**કૃતવર્મા**—રાણિ ! એ વિષે તો કઇ ગહુ વિચાર કરવા જેવુ નથી શતધન્વા તો મૂર્ખ છે અને ખાની ઘગત્ ગજના જન્મથીજ કરતો આવ્યો છે એનામા તે શું પૌરૂષ છે ? ( લ )

**રૂકિમણી**—પણ હાર્દિક્ય ! મે એવું સાભળ્યુ છે કે જો તેનો દાવ ફાવે તો તે કન્યાહરણ કરવાને સજ્જ થઇ રહ્યા છે ઓને વળી વયોવૃદ્ધ ( સલજ્જ ) પણ ઉથલવાના સભળાય છે ! ( ए )

**કૃતવર્મા**—શતધન્વાથી કન્યાહરણ તો થઇ શકે એવુ નથી કારણ કે મે જ્યારે એ વાત સાભળી ત્યારે તેમ ન થવા માટે સર્વ યોજના મારા આપ્ત વર્ગને ભેગવી યથાર્થ કરી રાખી છે (સસ્મિત) અક્રૂરતુ પણ સભળાય છે ખરૂ. ( ए )

**રૂકિમણી**—અમારે તો કહેવાનુ એજ છે કે રહેવાય તેટલા આવધ રહી કન્યારત્ન બીજા કોઇને હાથ ન જાય તેમ કરજો સારા કામને અણધાર્યા અનેક વિઘ્ન થાય છે, ત્યારે પ્રભુનો પાડ માનવા જેવુ એ પણ ઠીક થયુ કે દ્વારકાગમોત્સવ અટકો ( એવે જવનિકાન્તર્ગત શબ્દ થાય છે કે " દેવની પ્રકૃતિને સ ગ વે દ્વારકાગમોત્મવ બ ધ રહ્યા'તો તે કુળદેવી ની કૃપાથી મહારાજને આરામ લાગે આજે આરભાયો છે માટે હાલી મુવાલી અથવા સમસ્ત પુરજને આધારથીજ પદ્મરાગો દ્યાનમા જવા માડવુ જે કોઇ એમ નહિ કરે તેને માટે ઘટિત શાસ નની યોજના કરવામા આવશે, માટે સાભળજો સાભળજો, જજો જજો

---

( લ ) દદ—દદ્દયુદ્ધ ( લ ) ખાની ઇ૦—જેમ ખાની ઘગના મુખ ઉપર હાથ મારવાથી ઘોર અવાજ નીકળે છે તેની પેઠે પૌરૂષ ન છતા મોટે અડાઇ મારે છે

( ए ) કન્યાહરણ—અર્થાત્ તમે સાવચેત રહેજો કે કોઇ હરણ કરી જાય નહિ ! ( સત્યભામા કૃષ્ણને પરણી જાય નહિ માટે રૂકિમણીએ આ તાલ મચાવ્યો છે એમ સમજાય એવુજ છે ) વયોવૃદ્ધ—ઘર ! ( અક્રૂરને ઉદ્દેશીને આ શબ્દ કહ્યો છે ) સલજ્જ —લાજવાનો અભિનય કરીને ( ए ) આપ્તવર્ગને—સ્વજનને સસ્મિત—લગાર હસીને અક્રૂરનુ—( વયોવૃદ્ધનો ઇસારો સમજને )

જજો હો ! " એમ બોલી ઢોલ વગાડે છે. તે સાંભળી રૂક્મિણી (સઆશ્ચર્ય) અરે કનકમાલિકા આ શું ? હાર્દિક્ય ! આ મહોત્સવ ક્યારે ઠર્યો તે કંઇ તમારા જાણવામાં છે કે ? (ઓ)

કૃતવર્મા—રાજ્ઞિ ! કાલેજ રાત્રે સભાસ્થાનમાં મહારાજ કૃષ્ણદેવની ઇચ્છા ન છતાં શ્રીમમાએ તેમને આગ્રહપૂર્વક સમજાવી મહોત્સવનુ ઠરાવ્યુ 'તું. વાહ એણે પણ સકલ જનનો આર્શિવાદ ઠીક લીધો ! હવે તો હું જઇશ. મને આવ્યે ઘણી વાર થઇ. (એમ કહી જવા માંડે છે).

રૂક્મિણી—અહો હાર્દિક્ય ! આવજો હો; અને મારી એક વાત ગાંઠે બાંધતા જજો. હું તમારા હિતને કાજે કહુ છું કે શતધન્વાએ શ્રીદામાને પણ મારા સમજવા પ્રમાણે સાધનરૂપ કર્યો છે માટે કન્યાનું રક્ષણ કરવામાં હુશિયારી રાખજો.

કૃતવર્મા—(નમન કરી) રાજ્ઞિ ! તમે મને આવી ગુપ્તગોષ્ટિ પણ જણાવોછો અને મારે વિષે આટલો બધો ભાવ છે એ મારા શુભ ચિન્હની હું ઓછી નિશાની માનતો નથી. હવે હું જઉ છું, બેસો. (એમ કહી જાયછે).

રૂક્મિણી—(સખેદ) હલા કનકમાલિકા ! આ દાવ રમવામાં ગોપબંધુએ શો વિચાર કર્યો હશે ? મને એમ લાગેછે કે આપણા સર્વની આંખ્યોમાં ધૂળ નાખી એ એનું ધાર્યું કરશે. જો સખિ ! એમ થાય તો તો સામા થવામાં શો માલ રહ્યો ? આર્યપુત્રની અપ્રસન્નતા પ્રાપ્ત કરવી અને આખરે આપ્યો ચોળી રહેવું. અરે પ્રભુ ! ગોપબંધુને તે તેં શેનો ઘડ્યો છે ? (એમ કહી નિઃશ્વાસ નાખેછે).

કનકમાલિકા—વયસ્યા ! હવે મનમાં ઓછું લાવ્યાથી શું વળવાનુ છે ? આપણે પણ એની ધારણામાં વિઘ્ન કેમ પડે તેના ઉપાયની યોજના કરી રહ્યાં છીએ. (જુઓ પેલી પદ્મપ્રભા હાર્દિક્યને ગયો જોઇ આવેછે.)

પદ્મપ્રભા—અહો સખિ ! મહોત્સવ તો ગોપબંધુએ મહામહાયાને ઠરાવ્યાનુ કહેવાયછે. કહે કહે કનકમાલિકા ! હવે એ કાજે કેમ કરવું ?

(ઓ) રૂક્મિણી મહોત્સવ સંબધી તર્ક કરે છે માટે ગર્ભસંધિનું ક્રમ નામે અંગ વર્ણવ્યું છે.

**કનકમાલિકા**—તું પણ એમ ગભરાય છે કેમ? જેણે ગોપબન્ધુની સુવર્ણસરોજિકાવાળી જુક્તિ ઝાકળના જળ જેવી કરી તો તેની આ ધારણામાં ધૂળ નાખતાં શી વાર લાગવાની છે? જો હાર્દિક્યને કહ્યું છે તેથી તે પૂર્ણપણે સાવધ રહેશે અને આપણી હેમપુષ્પિકા આદિક સર્વે સહચરીઓને શસ્ત્ર સજાવી સત્રાજિતના ભોજનમંડપ આગળ કોઇ ન જાણે તેમ ઉભી રાખવી તેમને આજ્ઞા કરવી કે ગોપબન્ધુ ત્યાં આવે તો તેનો ઘાટ ઘડી નાખવો અને જો સત્રાજિત્સુતા કંઇ જતી જણાય તો તેને કેદ કરી લેવી. નાગરિકા જો કંઇ મળી જાય તો તેને મહોત્સવમાં જવાજ દેવી નહિ (ઔ)

**પદ્મપ્રભા**—સખિ! તે ઘાટ તો ઠીક ગોઠવ્યો છે, પણ કહે જોઇએ દેવની ચર્ચા જોવા તે કોની યોજના કરી રાખી છે?

**કનકમાલિકા**—એ માટે મે એવો વિચાર કર્યો છે કે હમણા આપણી વયસ્યાએ જઇ દેવે અમુકસ્થળે આવી આજનો આનંદસમય કાળગત કરવો, એવું નક્કી કરવું; અને દેવ તેમ આચરે છે કે નહિ તે તારે જોતા રહેવું. જો કંઇ અવળું આચરણ જણાય તો તેથી અમને ઉતાવળે જાણીતા કરવા. મારે વયસ્યા કને રહેવું અને ઉપાય રૂપા પછે તેમને વિખુટાં પડવા દેવા નહિ (ક)

**રૂકિમણી**—(નિશ્વાસ નાખી) અહો સખિઓ! તમે જે વિચાર કર્યો છે તે ઘણોજ ઉત્તમ વિચાર છે હું પણ જઇ આર્યપુત્ર સાથે પદ્મપરાગોદ્યાનમાં કયે સ્થળે વિહાર કરવો તે સહુ નક્કી કરી આવું છું; પણ મને ગોપબન્ધુ હૃદયમાં આડો અને અવળો સાલ્યા કરેછે.

**કનકમાલિકા**—વયસ્યા! એમ હિમ્મત હારી જવાથી ઉતરો આરંભેલા કાર્યનો ઉત્સાહ મંદ પડેછે માટે ધીરજ ધરી તમે દેવ કને જઇ સહુ નક્કી કરી આવો, અને અમે પણ આગારે કરવાનું કારજ કરી આવીએ. (એમ કહી ત્રણે જણા છુટાં પડી ચાલ્યા જાય છે.)

---

(ઔ) અહીં કનકમાલિકા ઉત્સાહયુક્ત વચનોથી અર્થની સાધના કરવાનો નિશ્ચય બતાવે છે માટે **પ્રોત્સાહન** તથા **યુક્તિ** નામે નાટ્યાલંકાર વર્ણાયા છે

(ક) વયસ્યાએ—દેવાએ અહીં અર્થની યોજના સારી રીતે કરી બતાવી છે માટે **પ્રવર્તન** નામે નાટ્યાલંકાર વર્ણાયો છે

( પ્રિયાની પ્રતિમા જોતા કૃષ્ણદેવ પ્રવેશ કરેછે. )

**કૃષ્ણદેવ**—અરે પ્રિયા! કોપક્રિયા—ના ના, ક્રીડા કરવી તુ જવાદે. હવેથી હું એવો પણ છળ કરનાર નથી. ( ख )

**શ્લોક.**

મૃગમદતિલક તરૂણી, કોપ કરંતાં વળી જરા જાયે;
ઓપેછે તે અતિશે, તોયે જીવ આ પ્રિયા! અમુંઝાયે! ૧

અપિચ—

**શ્લોક.**

દાબે છે સખિનો પ્રિયા કર જરી, આનંદ અંગે ધરી,
વીસારે વનિતા ન જે વીસરવું, આવા કટાક્ષે કરી;
દે આલિંગન હે પ્રિયા કર ગ્રહી, આથી ન કાંઈ વધુ,
યાચું છું અનુદિન દીન થઇને, અર્પું તને આ બધુ! ૨

( એવે ઉતાવળો ઉતાવળો દ્વારપાલક પ્રવેશ કરે છે ).

**દ્વારપાલક**—દેવનો જયજયકાર હો. મહારાજાધિરાજ! ઉભય સચિવ દ્વારે આવી ઉભા છે અને દેવને મળવાની ઇચ્છા રાખેછે. ( ग )

**કૃષ્ણદેવ**—( કચવાતે મને ) દ્વારપાલક! જા જઇ તેડી લાવ્ય. (પછે પ્રતિમાને આલિંગન દઇ ગુપ્ત સ્થળે મૂકતાં નિઃશ્વાસ નાખી કહેછે કે–)

**શ્લોક.**

કુમુદ હિમાં શુ લહે દિન રાત,
પ્રિયા! પણ થાય જુઓજ પ્રભાત;

---

( ख ) છળ—( સુવર્ણસરોજિકામાં કર્યો હતો તેનો ) ૧ શ્લોક—ગીતિ. મૃગમદતિલક—કસ્તુરીનું તિલક હે તરૂણી તુ કોપ કરે છે તેથી તારા કપાળમાં કરેલુ કસ્તુરીનું તિલક જરા જાયે ( થોડે ભાગે અદર્શ થાય છે ), તેમ છતા તે અતિશય ઓપે છે. હે પ્રિયા! એમ તારા સુદર મુખની છબી જોતા છતા પણ આ જીવ અમુઝાય છે.

૨ શ્લોક—શાર્દૂલવિક્રીડિત. દાબે છે ઇ૦—સત્યભામા લાજથી કૃષ્ણની સમક્ષ કોઇ વાત ન કહી દેવાની પોતાની સખીને હાથ દાબીને સૂચના કરે છે કૃષ્ણ સત્યભામાના ચિત્રને જોઇને કહે છે દે ઇ૦—કૃષ્ણની ઉન્માદ નામે કામદશા વર્ણાઈ છે.

( ग ) ઉભય—બન્ને. સચિવ—પ્રધાન ( અક્રૂર અને સાત્યકિ )

ગ્રહાય સુધાંશુ કુમુદ મુઝાય,
વિયોગ દહો હરિવક્ત્રિ! કદાય? ૩

અપિચ—

### શ્લોક.

નૌતમ આ નીલોત્પલ, પુંડરીક થયું જુઓ જુઓ જુવતી;
તાદ્રૂપે તારૂણી, મીલન માલા કદા કરો દ્રવતી. ૪

( એવે અક્રૂર, સાત્યકિ અને દ્વારપાલક પ્રવેશ કરેછે ).

સાત્યકિ—( નમન કરી ) દેવશ્રીનો જય હો.

કૃષ્ણદેવ—( અક્રૂરને જોઇ ઉભા થઇ ) અહો ધર્મજ્ઞ! પધારો પધારો.

અક્રૂર—અહો કુલમણિ! આપની પ્રકૃતિ અતિ શ્રમ લઇ આદર આપવા યોગ્ય નથી. અલં અલં, હવે સુખાળા થાવ. ( ઘ )

---

૩ શ્લોક—મોતીદામછંદ. કૃષ્ણને કુમુદનું અને સત્યભામાને ચંદ્રનું રૂપ આપીને કવિ વર્ણે છે કૃષ્ણ કહે છે કે મુજરૂપી કુમુદ ( પોયણું ) તુજરૂપી હિમાંશુ ( ચદ્ર )ને દિનરાત લહે ( જુએ છે ), પણ હે પ્રિયા! હવે પ્રભાત થાય છે તે જુઓ. અર્થાત્ પ્રભાત થવાથી જેમ ચંદ્ર અદર્શ થાય છે અને પોયણીને તેનાં દર્શન થતા નથી, તેમ આ બે સચિવો આવી લાગવારૂપ પ્રભાત થવાથી મારાથી તારા ( તારી છબીના ) દર્શન કરી શકાતાં નથી જેમ સવાર થવાથી સુધાંશુ ( ચદ્ર ) ગ્રહાય છે, ( સૂર્યની કાંતિમાં અસ્ત થાય છે ) અથવા ગ્રહણ થવાથી જેમ ચદ્ર ગ્રહાય છે—ઢંકાય છે અને તેથી કુમુદ મુઝાય છે, તેમ તારી છબીને સંતાડવા રૂપ ચદ્રગ્રહણ લાગવાથી મુજરૂપી કુમુદ મુઝાય છે, હે હરિવક્ત્રિ! ( ચદ્રમુખિ! ) હવે તમે એ વિયોગને કદાય ( ક્યારે ) દહોછો?—અર્થાત્ મટાડોછો? રૂપક. સત્યભામાના મેળાપની કૃષ્ણે ઉત્કંઠા બતાવીછે માટે આશંસા નામે નાટ્યાલંકાર.

૪ શ્લોક—ગીતિ. નૌતમ ઇ૦—હે જુવતી! આ નૌતમ નીલોત્પલ ( કાળુ કમળ ) પુંડરીક ( ધોળુ કમળ થયું )! હું શ્યામવર્ણનો કૃષ્ણ તારા વિયોગાગ્નિથી પીળો ( ફીકો ) બની ગયો! માટે તાદ્રૂપે ( તે રૂપે—પુંડરીક જેવા રંગ રહેલી ) હે તારૂણી!—હે ગૌરવર્ણની સત્યભામા! મારી મીલનમાળા ( તમને મળવાને હું જે જપમાળા જપુછું તે માળા )ને તમે હવે ક્યારે દ્રવતી ( હાથમાથી પડી જતી ) કરોછો?—મારી જપમાળા ક્યારે પૂરી કરાવશો—ક્યારે મળશો? એ તાત્પર્ય. પ્રિયાને પુંડરીક-સમાન વર્ણીને તેને વિષે કૃષ્ણની આકાંક્ષા વર્ણી છે માટે સ્પૃહા નામે નાટ્યાલંકાર.

( ઘ ) અતિ શ્રમ ઇ૦—તમે ઉભા થવારૂપ અતિશય શ્રમ લેઇને અમને આદર

સાત્યકિ—સત્ય છે સત્ય. યદુમણિ ! આપ બેસો બેસો.

કૃષ્ણદેવ—વારૂ હું બેસું છું અને તમે પણ બેસો.

સાત્યકિ—દેવ ! દેહકષ્ટ વેઠી દ્વારકાગમોત્સવની આજ્ઞા આપી તેથી આખા પુરમાં આપની પ્રશંસા અમો શ્રવણ કરીએ છીએ. ( छ )

શ્લોક.

રઘુકુલકેતુ રામે, કીર્ત્તિ કારણ સતી વને મે'લી;
યદુકુલકેતુ કૃષ્ણે, ઉત્સવ કારણ વપુર્પીડા હેલી. ૫

અક્રૂર—સાત્યકિ ! તમારૂં કહેવું સત્ય છે. રઘુકુલ કરતાં યદુકુલની કીર્ત્તિ ભૂમંડલમાં યાદવેંદુએ અતિ પ્રસારી છે. ( च )

શ્લોક.

રામે રાવણ રોળિયો રણ વિષે, સુગ્રીવ સાથે સહી,
કૃષ્ણે કંસ વિડાર્યો ડાર્યો પુરમાં, માર્યો ન સાથે ગ્રહી;
શસ્ત્રાસ્ત્રો શિખિયા વસિષ્ઠમુનિથી, મારીચ તોયે બચ્યો,
યાતુધાન ગયા દલા વ્રજ વિષે, પ્રેમે પ્રભુ આ પચ્યો. ૬

આપો એવું તમારૂં શરીર નથી—તમે શરીરે અશક્ત છો માટે ઊભા નહિ થાઓ તો પણ ચાલશે. અલં અલં—બહુ થયું, બહુ થયું ! સુખાળા થાઓ—બેસો.

( छ ) દેહકષ્ટ વેઠી—શરીરે અશક્ત છતાં પણ ઉત્સવમાં ભાગ લેવાનું કબૂલ કરી.

૫ શ્લોક—ગીતિ. કેતુ—ધજા. રઘુકુળમાં ધજા રૂપ રામે કેવળ કીર્ત્તિને માટે સતી—સીતાને વનમાં મેલી ( ગર્ભવતી છતા વનમાં મોકલી ), તેમજ યદુકુળમાં કેતુરૂપ કૃષ્ણે ઉત્સવને માટે પોતાના શરીરની પીડાને .પણ હેલી—તેની દરકાર ન કરી. અહીં રામે કીર્ત્તિરૂપ પોતાના હિત માટે સતીનો ત્યાગ કરી તેને ( એટલે અન્યને ) પીડા ઉત્પન્ન કરી, ત્યારે કૃષ્ણે પ્રજાહિત માટે પોતાના શરીરની પીડાની દરકાર ન કરી, એમ રામ કરતાં કૃષ્ણની અધિકતા વર્ણવી છે માટે **અધિકાલંકાર** ( च ) યાદવેંદુએ—યાદવોમાં ચંદ્રરૂપ કૃષ્ણે.

૬ શ્લોક—શાર્દૂલવિક્રીડિત અહીં પણ રામ કરતાં કૃષ્ણની અધિકતા વર્ણું છે: રામે રાવણને રણસંગ્રામમાં રોળ્યો અને તે પણ સુગ્રીવની સહાયથી; ત્યારે કૃષ્ણે કંસને નગરમાંજ માર્યો અને તે પણ બીજાની સહાય વગર રામ વસિષ્ઠમુનિ પાસેથી શસ્ત્ર અને અસ્ત્ર શીખ્યા તોય મારીચ ( સોનાનો મૃગ થઇને આવ્યો હતો તે )ને ન મારી શકા-

કૃષ્ણદેવ—અહો શિનિપુંગવ ! આજના મહોત્સવ સંબંધીની સર્વે રચના પદ્મરાગોદ્યાનમાં થઇ ગઇ કે અદ્યાપિ કરવાની કંઇ બાકી છે (છ)

સાત્યકિ—અરિપ્રતાપાનલ ! અમે ઉભય પદ્મરાગોદ્યાનમાંથીજ અહીં આવ્યા છીએ દેવશ્રીની આજ્ઞાનુસાર પ્રતિવર્ષ પ્રમાણે જ્યાં ત્યાં વંશગૃહ જોતજોતામાં બંધાઇ ગયા છે, રાજપુત્રનો પણ તૈયાર થયા છે તથા સામાન્ય પુરજન કાજે પ્રભાકરના પ્રખર કિરણો અટકે એવી પણ યોજના કરાને ચૂકીછે. આપના હકાર શબ્દથી ઘણાજ થોડા સમયમાં ઉદ્યાનની શોભા ઈંદ્રોદ્યાનથી પણ અધિક દેખાય છે. (જ)

શ્લોક.

શા આકાશે અડકીં અડકી વંશ હર્મ્યો રહ્યા છે,
શા લોકોએ મુદમન થઇ વ્યાધિ આધિ દહ્યા છે !
શો લક્ષ્મીનો વ્યય વધુ બને કો ગણે આજ રાગે ?
જાણે દેવો કલપતરૂથી વાંચ્છિતા વસ્તુ માગે ૭

અક્રૂર—યાદવેંદ્ર ! સર્વ પ્રકારની મહોત્સવસજ્જાઈ પૂર્ણપણે સજાઇ ગઇછે. હવે માત્ર એ મધ્યે ન્યુનતા છે તે એટલીજ કે—

અહો મોટા નાના, નિજ નિજ ઘરે આવી વસિયા,
પ્રકાશે હાસે તે, મદ ઉનમદે રંગરસિયા,

યો, અને કૃષ્ણ કશું શીખ્યા નહોતા તથાપિ મળ્યા ગયેના યાતુધાન ( રાક્ષસો )ને હણ્યા નાશ કર્યા એવો આ પ્રભુ—કૃષ્ણ પ્રેમગા પથેરો છે અધિકાલંકાર (છ) શિનિપુંગવ—શિનિ વંશમાં શ્રેષ્ઠ—સાત્યકિ

(જ) અરિપ્રતાપનલ !—શત્રુઓને બાળનાર પ્રતાપરૂપ અગ્નિવાળા (પ્રથમ પદ્દરોપી તથા બહુવ્રીહિ ) વંશગૃહ—વાંસના માંડવા. પ્રભાકરના—સૂર્યના પ્રખર—તીવ્ર ઉદ્યાનની—બાગની ઇંદ્રોદ્યાન—નંદનવન.

૭ શ્લોક—મંડપાતા વંશહર્મ્યો—વાંસની બનાવેલી હવેલીઓ. આકાશને અડવાનો અસંભવ છતાં સંભવ વર્ણ્યો છે માટે અતિશયોક્તિ. મુદ્મન થઇ—મુદ (હર્ષ) યુક્ત મનવાળા થઇને વ્યય—ખરચ વધુ—વધારે ગણે—પ્રીતિમાં—આનંદમાં જાણે ઇ૦—જાણે દ્વારકાનગર વાસીરૂપી દેવો ઉત્સવરૂપી કલ્પતરૂથી વંચ્છિતા (ઇચ્છેલી) વસ્તુ માગતા હોયની ! અર્થાત્ જેને જે જોઇએ તે ત્યાં મળેછે બજારની રચના પર ત્યાં સારી થઇ ગઇ છે, એ વ્યંજના

દીપાવો આવો ત્યાં, નભમણિ વિધુરૂપ લઇને,
કુમુદો ત્યારે તો, વિકસિત થશે દુઃખ દહીને ૮

કૃષ્ણદેવ—તો શુ મારે આવવાનુ જ ત્યા બાકી છે ? ભલે ! હુ આવ્યો ! ( એમ કહી ઉઠે છે અને બન્ને સચિવો અનુક્રમે આશિર્વાદ આપી તથા નમન કરી ચાલ્યા જાય છે )

( ફેટામા ફૂલ ખોશી કમર બાંધી હાથમા લાકડી ઝાલી મેળામા જવાને વેશે શ્રીદામો પ્રવેશ કરેછે )

શ્રીદામો—ચલિયે ચલિયે, ચના ચના, ચાવહો ચાનહો આવશો કે કહાનજી ! ચાલવુ છે કે ? જાત જાત, પાત પાત, અને ખાત ખાત, કંપગ દેવ ! દયિતા જોઈએ છે કે ? ( ઝ )

કૃષ્ણદેવ—( સખેદ ) અરે ગોપબંધુ ! આમ ગાંડા શુ કાઢે છે ? મારૂ કાર્ય કરનાર તુ જ કે ? ખરેખર મોટા ધનાગાજ મરા છે બાકી શુ મારો કાર્યનિયંતા આ બને અને હુ શુ આમ દુઃખમા દિન ગાળુ ? હર હર ! " જેવી વેળા એવી રક્ષા " ( ઞ )

શ્રીદામો—દેવ ! આટલા દુઃખી શેને થાવ છો ? ગાંડા કે ઘેલા, પણ પ્રભુને પ્રતિમા તો અમેજ આણી આપીકની ! જે પ્રતિમા લાવે તે અણિમાદિક કેમ ન લાવે ( ટ )

---

૮ શ્લોક—શિખરિણી હાસે—હાસ્યથી અર્થાત્ હર્ષથી મ૦ ઉનમદે—જુવાની વગેરેના મદથી ઉન્મત્ત થઇને એ બધા અહો ( તારા ) મા તમે નભ ( આકાશ ) ના મણિ વિધુ ( ચદ્ર ) રૂપ લેઇને ત્યા આવો અર્થાત્ તમે તે સૌમા ચદ્ર જેવા શોભાયમાન છો કુમુદો—( ઇષ્ટજન રૂપી ) વિકસિત—પ્રફુલ્લ

( ઝ ) દયિતા—પ્યારી શ્રીદામાની વિચિત્ર વાણીથી તેનુ વિદૂષકપણુ વ્યંજિત કર્યું છે કૃષ્ણને અર્થે હાસ્યજનક તથા લોભકારક વાક્ય શ્રીદામે ઉચ્ચાર્યાં છે માટે વ્યાહાર નામે વીથીનુ અગ વર્ણુયુ છે

( ઞ ) મારૂ ઈ૦—(વક્રોક્તિ) અર્થાત્ તારાથી મારૂ કઈ કાર્ય ન થયુ ! ખરેખર ઇ૦—અર્થાત્ જો હુ મારી મજની અવસ્થાવાળો હોત તો સત્યભામાને લાવવી એ કાઇ મારે કઠણુ નહોતુ પણ અહીં હુ મોટો ગણાયો છુ તેથી મારે બીજાની સહાય લેવી પડે છે !

( ટ ) અણિમાદિક—અણિમા વગેરે સિદ્ધિઓ ( સત્યભામાને ઉદ્દેશીને અણિમાદિક શબ્દ યોજ્યો છે )

કૃષ્ણદેવ—( પ્રતિમા શબ્દ સાંભળતાં ) અરે ગોપનંધુ ! હવે આપણે પદ્મપરાગોદ્યાનમાં જવું પડશે, માટે તું દ્વારપાલક થા અને હુ પ્રિયાને પ્રેમાલિંગન દઇ લઉં. ( ઠ )

શ્રીદામો—માં'વછ ! મૈક્તિકમાલા પ્રત્યક્ષ પેહેરવી તે ઠીક કે મરિચિકા જળનાં મૈક્તિક વીણી માળા કરવી તે ઠીક ? ( ઙ )

કૃષ્ણદેવ—વયસ્ય ! પ્રત્યક્ષને અભાવે કઇ અપ્રત્યક્ષરૂપ ઉતરે નહિ. જા જા તને કહ્યુ તેમ તુ કંઇ.પણ હવે પ્રશ્ન કર્યા વગર જઇ સાવધપણે કરય, અને પછે મને પ્રત્યક્ષ પ્રિયા મેળવ્ય એટલે હું ઉભય અર્થનો ભોક્તા તારી કૃપાવડે થઇશ ( ઢ )

શ્રીદામો—" ધણીને સૂઝયું ઢાંકણીમા અને પાડોશીને સૂઝયું આરશીમાં. " આ અમે તો અમારે દ્વારપાલક બન્યા પણ જો જો મહારાજ હો ! વાર લાગશે તો તો વેળા વહી જશે અને અમે બાંધ રહેલો મહોત્સવ ઠગાયો તે અમારો ભારવકર ઘટી જશે. ( એમ બડબડ કરતો દ્વાર કને બેસે છે ). ( ण )

કૃષ્ણદેવ—( પ્રતિમાને આલિંગન દઇ ) અહો અનન્યજ ! જો આજ તું મારી પ્રિયાનો મેળાપ કરાવીશ અને તેને મારી પ્રતિદિવગની પ્રાણપ્રિયા કરીશ તો હું તારૂં રતિસહ આ પ્રમાણે પૂજન કરીશ ( त )

---

( ઠ ) પ્રતિમા શબ્દવડે સત્યભામાની ચિત્રેલી છબી સાંભરી આવેછે માટે **સ્મૃતિ.** આ સ્મૃતિ બીજનો અહીં નિક્ષેપ કર્યો છે તે રૂક્મિણીના હાથમા છબી જવાથી ફળવાન થશે ( ઙ ) મૌક્તિમાલા–મોતીનો હાર. મરિચિકા જળ—ઝાંઝવાનુ પાણી.

( ઢ ) અભાવે—ન હોવાથી. ઉતરે નહિ—ઓછું ગણાય નહિ. અહીં કૃષ્ણ તથા શ્રીદામાના ઉત્તરપ્રત્યુત્તર વર્ણવ્યા છે માટે **વાકકેલી** નામે વીથીના અંગની યોજના થઇ છે.

( ण ) વેળા વહીજશે–સત્યભામાને પ્રાપ્ત કરવાની તક જતી રહેશે, એ **ધ્વનિ**છે. ભારવકર ઘટી જશે–સત્યભામા અને નાગરિકા આગળ હુ જૂઠો ઠરીશ, એ **ધ્વનિ**

( त ) અનન્યજ !—બીજાથી ઉત્પન્ન નહિ થયેલો–કામદેવ.

શ્લોક

રતિપતિ ! ગજગતિ મહિલા, મેળવ્ય સુખન કરાવ્ય વેસરનુ,
કમળકુસુમ ચઢાવું, અપાગ મૃગમદ કરાવુ કેસરનુ ૯

અપિચ—

શ્લોક.

અખર નખર પાતે, પૃષ્ઠ આ જો દ્દવાવુ,
સદન સદન પૂજા, કામ ! તારી કરાવુ,
મદન ! કદન તારૂ, શંભુથી જે થયુ છે,
વદન નર વદે કો, કષ્ટ જાણે ગયુ છે ! ૧૦

**શ્રીદામો**—( વિચારમા ગરકાવ થઈ ગયેલે વેશે ડોલતો ડોલતો બબડે છે ) નાગરિકા ! જોજે હો; આ ઘડી આખરની છે ! ( ગોપ બધુને દ્વાર વચ્ચે બેઠેલો અને વિચાર કરતો જોઇ રૂકિમણી તથા કનકમાલિકા તે ન જાણે તેમ તેની પાછળ ઊભા રહેછે ) જોજે હો; તુ એમ કરતા ચૂકીશ તેમા તારૂ બગડશે અહીં તો ઉદ્દવને લેવુ શુ અને માધવને દેવુ શુ ? એમાના બેય છે માટે જોજે હો, નાગરિકા નાગરિકા ! ( એ ન સહન થવાથી એકદમ કોપાવેશમા આવી જઈ રૂકિમણી પ્રવેશ કરે છે ) ( ય )

---

૯ શ્લોક—ગીતિ. મેળવ્ય—( ગજગતિ મહિલા) વેસરનુ—નાકનીવાળીનુ અર્થાત્ તેના મુખનુ અપાગ—તિલક તને મૃગમદ ( કસ્તુરી ) અને કેસરનુ તિલક કરાવીશ

૧૦ શ્લોક—માલિની અખર ઇ૦—જો તુ સત્યભામાના અખર ( કોમળ ) નખરપાતે ( નખ વાગવાથી ) આ ( મારા ) પૃષ્ઠ ( પીઠ )ને દ્દવાવુ ( ઘાયલ કરાવુ ) તે મને આલિગન કરે એમ થાય, તો હે કામ ! હુ તારૂ સદન સદન ( ઘેર ઘેર ) પૂજન કરાવુ, અને વળી હે મદન ! તારૂ જે કદન ( નાશ ) શભુથી થયુ છે તે કોઇ મુખથી બોલે નહિ અને જાણે તારૂ કષ્ટ ગયુ છે એમ કરે સામદાનના કથનથી પોતાનુ પ્રિય કરનાર કામને અનુકૂળ કરી લેવાનુ વર્ણવ્યુ છે માટે સ ગ્રહ નામે ગર્ભસ ધિના અગના નિક્ષેપ સમજવો

( ય ) એમાના બેય છે—ઉદ્દવને લેવાનુ છે અને માધવને દેવાનુ છે અહીં સ્રીયુક્ત કોમળ શૃગારનો વ્યાપાર વર્ણવ્યો છે માટે કૈશિકીવૃત્તિ વર્ણાઈ છે, અને ઈષ્ટ

**રૂક્મિણી**—કેમ ગોપબંધુ ! આજે શી તાલમેલ કરી છે ? નરકાસુરને મરાવવો છે કે પિતાશ્રી વસુદેવજીને અહીં મોકલી અમને મ્હાવવા છે બાગ્ણા વચ્ચે રસ્તો રાકી કેમ બેઠો છુ ? ( એમ કહી ૫ પ્રહાર કરે છે અને શ્રીદામો દેવને જણાવવા એ બાપ રે કહી મોટી બૂમ પાડી નાશી જાય છે ) ( द )

**કૃષ્ણદેવ**—( એકદમ દોડી આવી ) હા હા ! શુ છે ? શુ છે ? ( એવે રૂક્મિણીને જોઇ સાવધ થઇ ) દેવિ ! આમ દુખ દેવુ અમારા વયસ્યને ઘટે નહિ એ બિચારો ગોપ કોપાગ્નિથી દગ્ધ કરવા યોગ્ય નથી

**રૂક્મિણી**—( સકોપ ) કિવા બળદે ચાખ્યો છે કે બિચારો કહો છો ? આ તો મોગ કેસરી ની કુમકવાળો છે ( એવે રૂક્મિણી ની પ્રતિમા ભણી નજર જાય છે અને કૃષ્ણદેવ તેની નજર ચૂકાવવાને આમ તેમ ફરે છે ) ( घ )

**કૃષ્ણદેવ**—કેમ પ્રિયા ! આજ તો નવલનિકરકુજમાં વિહાર કરવાનો છે હવે કેટલી વાર છે ?

**રૂક્મિણી**—( પ્રતિમા લેવા માટે ) આર્યપુત્રની વારેવાર અને થોડામા ઘાણુ જે કહેવાનુ છે તે એજ છે કે, જો આજ પદ્મપરાગોદ્યાનમા દેવના દર્શન નહિ થાય તો આ રૂક્મિણી દેહધારી રહેનાર નથી અને શ્રીદામા નાગરિમનુ બજન કર અને દેવ મનમાનતી દયિતાઓ વરે પણ આવા ઉત્સવ સમયે જો અમને નિરાશ કરવામા આવે તો મારા જેવી કદી પણ જીવતી રહે નહિ. ( न )

જન પ્રસન્ન થાય એમ રોનવાની ચતુરાઇ ભરેરી ક્રીડા કરી છે માટે **ક્રિયાનર્મ** નામે કૈશિકીનો ભેદ પણ વર્ણાવ્યો છે

( द ) નરકાસુરને મરાવવા સબધી તથા વસુદેવજીને મોકલવા સબધી તાલમેલ શ્રીદામાએ કરી હતી તે કહી બતાવી છે માટે **ઉત્કીર્ત્તન** નામે નાટ્યાલકાર.

( घ ) બળદે—( ગોપને બળદનોજ સબધ હોય અને તમે તેના સબધવાળા છો માટે તેના દરોછો એ **ધ્વનિ** ) ચાલતી કહેવતનો ઉપયોગ કરી બતાવ્યો છે માટે **લોકોક્તિ** કેસરીની—તમોરૂપ સિહની

( न ) દેહધારી ઇ૦—અર્થાત્ જીવતી રહેનાર નથી રૂક્મિણીના રોષનુ બાપાનુ છે માટે **અ ક્રેદ** નામે અવમર્શસધિનુ અ ગ

**કૃષ્ણદેવ**—દેવિ ! એમ ઓછુ લાવવાનુ કઇ કારણ નથી હુ અધુનાજ તમારી સાથે આવવા તૈયાર છુ

**રૂકમણી**—બાળમુકુદને બોલે બોને અમૃતે ઢાળતા આનદેજ છે, પણ મારે કહેવાનુ છે તે એજ છે કે જો તમે આજના ઉત્સવમા મને દર્શન નહિ દો તો હુ મારા જીવિતનુ દાન તમને કરીશ ( એટલુ બોલી બરડે કઇ કરગ્યા જેવુ કરી બૂમ પાડે છે અને પોતેજ પોતાના વસ્ત્ર ખેચે છે ( પ )

કૃષ્ણદેવ—( કને જઇ ) હા હા પ્રિયા ! કોઇ જતુએ દશ કર્યો કે શુ ? ઊભી રહે ઊભી રહે, જોવા દે જોવા દે ( એમ કહી વસ્ત્ર આઘુ પાછુ કરી જુએ છે )

**રૂકિમણી**—( ઉરુજ આગળ કરી ) આર્યપુત્ર ! છોડો છોડો, આ અહીં આગળ કઇક છે ( કૃષ્ણ ઝીનેનુ વસ્ત્ર છોડી દે છે એટલે રૂકિમણી હડી કાઢી પ્રતિમા ઉપાડી લઇ કનકમાલિકાને મોટેથી હાક મારે છે ) ( ફ )

**કૃષ્ણદેવ**—( સકોપ ) પ્રિયા ! એ પ્રતિમાને તમારે અડકવુ નહિ ( કનકમાલિકા આવી જોઇ ) જા તુ અહીં કેમ આવી ? ( કૃષ્ણનો કોપ જોઇ કનકમાલિકા જતી રહે છે ) ( બ )

**રૂકિમણી**—( પ્રતિમાને સજ્જડ પકડી ) આર્યપુત્ર ! મારી વય સ્થા ઉપર આવા ક્ષુદ્રક કાર્ય માટે કોપ કરો તો તો કઇ ચિંતા નહિ હોય સોધા અને સરલ તો અમેજ છીએને વારુ એ નહિ તો હુ આજનો દહાડો નવનનિકરકુજમા જોવા આ પ્રતિમા લઇ જઇશ અને જો દેવ તહીં નહિ પધારે તો આ મારુ આપ પુત્રને અર્પણ કરીશ ( એમ કહી જવા માડે છે અને કૃષ્ણદેવ તેને જવા દેતા નથી )

**કૃષ્ણદેવ**—પ્રિયા ! હુજ આ પ્રતિમા વિહારસ્થાનમા લેતો

( પ ) બાળમુકુદને—કૃષ્ણને અહીં કપટવડે છળી લેઇ લેવાનો યત્ન રૂકિમણીએ કર્યો છે માટે **અર્દ ધવલ** નામે ગર્ભસધિનુ અગ વર્ણાયુ છે

( ફ ) ઉરુજ—સ્તન પ્રદેશ

( બ ) કૃષ્ણનુ ક્રોધયુક્ત વાક્ય છે માટે **તોટક** નામે ગર્ભસધિનુ અગ વર્ણાયુ છે

આશીશ. ( એવે દ્વારપાલક પ્રવેશ કરી દેવકીજી આવ્યાનું વિદિત કરે છે ). ( મ )

**રૂક્મિણી**—આર્યપુત્ર ! છોડો છોડો; જુઓ માતુશ્રી પધાર્યાં. લ્યો આ તમારી પ્રતિમા ( એમ કહી પ્રતિમા આપવા જાય છે અને કૃષ્ણદેવ ઝાલેલો કર છોડી જોવા લેવા જાય છે કે રૂક્મિણી પ્રતિમા લઇ સત્વર દોડી જાય છે અને દેવકીજી પ્રવેશ કરે છે ).

**દેવકીજી**—અહો વત્સ ! હવે તને હવણ તો છેને. હું તો તને ઓચ્છવમા જતો જોવા આવી છું. ( માથે હાથ ફેરવી ) બાપુ ! કેમ હજી લુગડાંલત્તાં પહેર્યા નથી ? ( એવે શ્રીદામાને આવતો જોઇ ) આ તમારા વ્રજના ગોઠિયા આવ્યા; હવે ઇંદુ અને ગિંદુ સાથે જાવ. ( મ )

**શ્રીદામો**—( સઆશ્ચર્ય ) અહો માજી, તમે અહીં ક્યાંથી ?

**દેવકીજી**—કેમ અલ્યા ! ત્યારે અમારે અહીં આવવુંજ નહિ કે ?

**શ્રીદામો**—" લોચોપોચો માડીનો અને છેલછબીલો લાડીનો " એવું લોકનું કહેવું છે. ( ય )

**દેવકીજી**—ભાઇ પણ તેવી યદુકુળની લાડી લાલને ક્યાં મળી છે કે અમારે અહીં આવવાનું અટકે ? પીટયા લોક તો કહેછે કે કહાનજી આહીરને ત્યાં ઉછર્યા માટે તેમને કોઇએ યાદવ કન્યા આપનાર નથી ! ( એમ કહી નિઃશ્વાસ નાખેછે. ) ( ર )

---

( મ ) કનકમાલિકાએ જઇને દેવકીજીને મોકલ્યાં; એના હેતુથી કે કૃષ્ણ રાણીને છોડી દે અને રૂક્મિણીને પ્રતિમા લેઇને જતાં રહેવાનો લાગ મળે. **યુક્તિ** નામે નાટયાલંકાર. ગુરુજન ( દેવકીજી )નું આગમન વર્ણાયું માટે **પ્રસંગ** નામે અવમર્શસંધિનું અંગ.

( મ ) હવણ—શરીર અને મનની સ્વસ્થતા. ઇંદુ અને ગિંદુ—અર્થાત્ સમાન વયના મિત્રો. ' ઇંદ્ર ( ઉપેંદ્ર ) અને મહેંદ્ર ' ઉપરથી ' ઇદુ અને ગિદુ ' શબ્દ થયા હશે.

( ય ) લોચોપોચો ઇ૦—અર્થાત્ ધાવણું બાળક હોય ત્યાં સુધી તેનું સુખ મા ભોગવે અને મોટો થયો એટલે તેનું સુખ સ્ત્રી ભોગવે.

( ર ) યાદવની કન્યા લાવવી એ મહત્વની વાત છે એ **ધ્વનિ** છે. સત્વભામાને

**શ્રીદામો**—માજી! યાદવકુળની કન્યા આવે અને તે તમને અહીં આવતાં અટકાવે તેથી તમારે શું રાજી થવા જેવું છે ?

**દેવકીજી**—ભાઇ! "માડી જુએ આવતો અને લાડી જુએ લાવતો" એ તો યતાનું તે થાયજ; પણ જ્યાં આપણો ઉતાર હોય અને ત્યાની કન્યા ઉતરી હોય તે વાત તો ન્યારીજ્નો.

**કૃષ્ણદેવ**—અલ્યા શ્રીદામા! તારે કંઇ કામ છે કે નહિ ?

**દેવકીજી**—વત્સ ! એમ એનાપર આકળો શું થાયછે વારુ, ભાઇ હવે એ આવ્યો છે અને તમારે ઓચ્છવમા જવાની વેળા થઇ છે માટે તમે જાવ અને હું પણ જઉછુ. ( એટલું કહી કૃષ્ણને માથે હાથ ફેરવી દેવકીજી ચાલ્યા જાય છે ).

**શ્રીદામો**—કેમ કહાનજી! પ્રતિમા ગુમાવી કે ? હવે ઉતાવળા ચાલો, નીકર યોગસાધ્ય જે મળવાની અણીમા છે તેય પણ કોઇ કામિનીદર્શનથી ચલિત થશે. ( ल )

**કૃષ્ણદેવ**—અહો વયસ્ય! તુજ કહે કે હવે દેવીને મારે શુ કરવું ? અરે હું શુ પ્રિયાની પ્રતિમા જોવાનેય હતભાગ્ય થયો કે ? ( એટલુ બોલી માથે હાથ મૂકી નિઃશ્વાસ નાખે છે ). ( व )

**શ્રીદામો**—મહારાજ એમ નિરાશ શા કાજે થાવ છો ? જો દેવી આજ પ્રતિમા લઇ ગયા તો હું તમને સાક્ષાત્ અણિમાનાં દર્શન કરાવીશ. પણ હવે ઉતાવળે અહીંથી ચાલ્યા જનાવ તો. ( श )

**કૃષ્ણદેવ**—( સત્વર શૃંગાર સજી લઇ ) સત્ય; પછી વિલંબ થતાં કઇ વાંકું આવશે. ( એટલું બોલી આમ તેમ જોઇ બન્ને ગુપ્ત માર્ગે થઇ ચાલ્યા જાય છે)

---

મેળવી આપવામા રૂકિમણીની મનોવૃત્તિ ઉપરે અનુકૂળ થવાનુ કારણ દેવકીની તેવી ઇચ્છા છે, એ પણ અહીં સૂચવ્યુ છે **આશંસા** નામે નાટયાલંકાર

( ल ) યોગસાધ્ય ઈ૦—જેમ અણિમાસિદ્ધિ યોગ (યોગ સમાધિ)થી સાધ્ય થાય એવી છે તથાપિ તે કામિનીદર્શનથી ( બ્રહ્મચર્યનો ભંગ થવાથી ) ચલિત થાય છે, તેમ યોગસાધ્ય ( ખટપટ રૂપી યોગથી સાધ્ય ) અણિમા ( સત્યભામાની પ્રીતિ રૂપ ) પણ કોઇ કામિની (રૂકિમણી )ના દર્શનથી ચલિત થશે—રૂકિમણી કદાચ તેને સંતાડશે કે વિઘ્ન કરશે ( व ) હતભાગ્ય—ભાગ્યહીન ( श ) સાક્ષાત્ અણિમાનાં—પ્રત્યક્ષ સત્યભામાના

( કનકમાલિકા તથા રુક્મિણી જાઇ જુઇ પ્રભૃતિ પુષ્પ જોતાં પ્રવેશ કરે છે )

**રુક્મિણી**—સખી કનકમાલિકે ! જો જો આ પદ્મપરાગ લેવા ષટ્પદ કેવો ઉજમાળ રહ્યો છે અને ! નાશ નાશ, જો એ તો માન જાણી દોડી આવ્યો અરે ભૃંગ ! તું કૃષ્ણ થઇ કેમ ભૂલો પડી ભમે છે ? હું તો ભીષ્મકનન્દિની રુક્મિણી છું સત્રાજિત્સુતા સત્યભામા નોય ! અરે શું હજુય જતો નથી કે ? મારી કને નકર્યું થયું તો ! ઠીક ગમે છે કે ગમતું હોય તેવું કરી બતાવે છે ? જા જા ( એમ કહી લુગડાની ઝપટ મારે છે અને તેથી ભમરો ભૂમિ પર પડે છે ) (પ)

**કનકમાલિકા**—વયસ્યા ! એમ એનાપર કોપ કાઢી નાખીશ મા. જો તે આગળ જતો રહેશે તો યોગરસ્થાન અગત્યું રહેશે પણ સખિ ! પેલી પ્રતિમા આપણે ઉતાવળમાં અહીં આવ્યા માટે જોવાઇ નથી તે લાવ જોઇ લઇએ (સ)

**રુક્મિણી**—આ રહી જો મેં તો ત્યાંજ નિહાળી જોઇ લીધી હતી અને અનિ ! અહીં આવતાં તેં એને પ્રત્યક્ષ જોઇ કે નહિ ? મને જોઇ એણે કેવું નીચું જોયું તે પણ તેં દીઠું કે નહિ ? (દ)

---

(પ) ગર્ભસંધિમાં પ્રકાશ થયેલો સત્યભામા ઉપરનો જે પ્રેમ તેનો સંબંધ અહીં રુક્મિણીના કથનથી જણાય છે વળી આગળ કહેવામાં આવશે તેમ વાધનો ભય ઉપજતાં કાર્યસિદ્ધિનો નિશ્ચય વર્ણવે માટે અહીંથી અવમર્શસંધિ વર્ણાય છે પદ્મપરાગોદ્યાનનો મેળો એ પ્રકરીરૂપ અર્થપ્રકૃતિ છે અને સત્યભામાની પ્રાપ્તિનો નિશ્ચય એ અવસ્થા છે એવી રીતે અર્થપ્રકૃતિ તથા અવસ્થા મળીને **અવમર્શસંધિ** ઉત્પન્ન થાય છે ગર્ભસંધિમાં ઉત્પન્ન થયેલા અનુરાગબીજ સાથે સંબંધ ધરાવનાર ઇતિવૃત્ત અહીં વર્ણવ્યું છે તેથી પણ અવમર્શસંધિ સમજાય છે પદ્મપરાગ—કમળની સુવાસી રજ સત્યભામા પ્રતિ કૃષ્ણનો પ્રેમ રુક્મિણીના મુખથી સ્પષ્ટપણે પ્રકટ કર્યો છે સત્યભામાને પદ્મપરાગનું રૂપ આપી કૃષ્ણને ભમરાનું રૂપ આપ્યું છે અને "કૃષ્ણ" શબ્દ શ્લેષાર્થનો છે માટે **પતાકાસ્થાન** વર્ણવ્યું છે ભૃંગ—ભમરા ! કૃષ્ણ—કાળો અથવા કૃષ્ણરૂપી ભીષ્મકનન્દિની—ભીષ્મક રાજાની પુત્રી

(સ) તે—હોય યોગસ્થાન—કૃષ્ણરૂપી (દ) અને અનિ હેઠ—અહીં આવતા—આ પદ્મપરાગોદ્યાનમાં આવતાં પ્રત્યક્ષ—સાક્ષાત—ખરેખરી ( ચિત્રમાં નહિ ) સત્યભામાની એમ ઉપરથી એના મનનો ભાવ ઉઘાડો કર્યો છે માટે **વિચાર** નામે નાટ્યલક્ષણ

**કનકમાલિકા**—હા મ આ બર્ને જોયુ છે અને આ પ્રતિમામા પણ એ કન્યાના કટાક્ષ જોઇ મારૂ ચિત્ત તો ચૈડકે બળવા માંડ્યુ છે! પણ અણી આપણે જે પાસ નાખ્યો છે તેમા એ કેવી ગુફાઇ ગઇ છે! એ બાજુથી એનુ હ્દિક અને એના માણસો રક્ષણ કરે છે. એક બાજુથી રાનધન્વા અને જોઇ રહ્યો છે અને આપણા ભણીથી આપણી સખ્યગીઓ શસ્ત્રાસ્ત્ર સજી એ કઇપણ ન જઇ શકે એમ ગાને કબજામા નાખી રહીએ છે એટનુ છતાય આપણો પાર કોઈ પામી ગયુ નથી. સ્ત્રીચરિત્ર તે સ્ત્રીચરિત્રજ! ગિયાન પુરૂષ એનો પાર શી રીતે પામે? (का)

**રૂકિમણી**—(વિચાર કરી) હના કનકમાલિકે! મારા મનથી હું વિચાર કરુ છુ તો આર્યપુત્રને આમ દુભવવા એ મને ઠીક લાગતુ નથી, તેમ એ સત્સભામા મારી સપત્ની થવા જોગ છે. વળી મારા સાસુજીની મનમા મોટી ઇચ્છા એ છે કે તેમના સુતે કોઇ યાદવની કન્યા વરની એના તવા જ હુ સવ વિચાર કરૂ તો "એક કાકરે અનેક પક્ષી પડે"* તેમ છે અને આર્યપુત્રની પણ મારા પર જે અરૂચિ થઇ છે તે રૂચિ થાય તેનુ છે વિચાર કરતા જણાય છે કે આમા કઇ અય નથી માટે તુ કઈ આની પેરવી કરય કે આર્યપુત્ર અહી પધારે તે સમયે પ્રાણપતિ સત્યભામાને પણ અહીંજ જુએ પછે આપણે ઘટિત લાગશે તે કરીશુ. (खा)

**કનકમાલિકા**—વયસ્યા! આપણે તો તમે જેમ કહો તેમ કરવાને તૈયાર છીએ પણ એમ કરતા લાભ શો છે અને ગેરલાભ શો

---

(का) હાર્દિક્ય—કૃતવર્મા જોઇ રહ્યો છે—પોતાને મળવાની આશાથી રક્ષણ કરી રહ્યો છે કૃષ્ણના પક્ષવાળાને નિરાશ કરવા જેવા અર્થનુ કથન કર્યું છે, માટે નિદર્શન નામે નાટ્યલક્ષણ

* આની સાથે ઇગ્રેજી કહેવત સરખાવવી ઘટેછે "To kill two birds at one stroke

(खा) સપત્ની—શોક્ય અહીં રૂકિમણીના વિચાર સત્યભામાના સામના અનુકૂળ થાય છે માટે શક્તિ નામે અવમર્શસધિનુ અગ વર્ણવ્યુ છે

છે તેનો પૂર્ણપણે વિચાર કરી પછી જે કહેવું હોય તે કહો કે તેની વેળાસર યોજના કરી રખાય.

( એવે ત્યાં ઉતાવળે દોડતી પદ્મપ્રભા પ્રવેશ કરે છે )

**પદ્મપ્રભા**—( મોઢે શ્વાસ ન માય એવે વેશે ) અહો સખિજન! હું તો દેવને જોતી આ મગ આરનાના માર્ગમાં બેશી રહી'તી. બેઠા બેઠા ઘણી વાર થઇ અને જ્યારે દેવ એ વાટે આવ્યા નહિ ત્યારે હું ઉઠી તજવીજ કરવા ગઈ તો મને જણાયું કે ગોપબધુમહ દેવ ગુપ્ત પથે થઇ આણીપા આવ્યા છે. તે જોવા હું એકે હાહે અહીં દોડતી આવી છું. ( ग )

**રૂકિમણી**—( સકોપ ) શું ત્યારે આર્યપુત્રે મારી પ્રતિજ્ઞાને પણ ફોકટજ માની કે ? વારૂ ઠીક; જા કનકમાલિકા ! તું ગમે તેમ કરી સત્રાજીતસુતાને અહીં બોલાવી લાવ્ય. એટલે આ પ્રાણ, હું એને અર્પણ કરી આર્યપુત્રને કાજે એ ધ્ચ્છિલીને પનોતી કરી જઇશ. જા જા; કેમ વાર લગાડેછે! જો તું નહિ જાય તો હું જાતે જઇ એને અહીં તેડી લાવીશ. ( घ )

**કનકમાલિકા**—આ અમે બને જણીઓ જઇએ છીએ અને એને અહીં સોવશા લઈ આવીએ છીએ. તમે પણ જઇ નવલનિકરકુંજમાં બેસો ( એમ કહી સર્વે ચાલ્યાં જાય છે. )

( સત્રાજિતત્ત્વ સગૃહનિકટ શસ્ત્રધારીઓને જોતાં કનકમાલિકા તથા પદ્મપ્રભા પ્રવેશ કરે છે). ( ङ )

**કનકમાલિકા**—સખિ પદ્મપ્રભે ! ખોટે તેજ પડે. સત્રાજિતસુતા મડપ બ્હાર ન નીકળી શકે એ માટે મેં જે યોજનાઓ કરીઓ છે તેજ મને આ પ્રસગે આશ્રરૂપ થઇ પડે છે. પૂર્વોત્તર હાર્દિકયના રક્ષણમાં એ આવી રહી છે. દક્ષિણ દિશાથી શતધન્વા અને પશ્ચિમ

---

(ग) હાહે-શ્વાસે.

( घ ) અહીં રૂકિમણીનું ક્રોધભાષણ વર્ણ્યું છે માટે અવમર્શસંધિનુ સ ફેટ નામે અગ વર્ણાયુ છે. ( ङ ) સત્રાજિતત્વ સગૃહનિકટ—સત્રાજિતના ઘરની પાસે

દિશાથી આપણી સહચરીઓ એનું રક્ષણ કરેછે. હવે એને કિયે ઉપાયે દેવી કને લઇ જવી ! ( એટલું બોલી નિઃશ્વાસ નાખે છે ). ( चा )

**પદ્મપ્રભા**—હલા કનકમાલિકે ! એમ મુંઝાય છે શા કાજે ? જે દિશાએ આપણી સહચરીઓ રાખેલી છે તે દિશાએ જઇ થાય તે યત્ન કરિયે.

**કનકમાલિકા**—( સહર્ષ ) હા સખિ ! ત્યારે, ચાલ્ય તેણીપા. ( એમ કહી પશ્ચિમ દિશા ભણી જાય છે ).

( અનેક શસ્ત્રબંધ સહચરીઓ પ્રવેશ કરે છે. )

**હેમપુષ્પિકા**—અહો હંજિકા, હયપુચ્છી, ઇત્યાદિ સહચરીઓ ! યથાર્થ અવલોકન કરજો. જો સત્રાજિતસુતા આ દિશાથી જશે તો શસ્ત્રાસ્ત્ર બાંધ્યાં તે ન બાંધ્યાં જેવાં ગણાશે. ( छा )

**હંજિકા**—અરે સહચરિ ! તુ નિશ્ચિત રહે; આ ખોળિયામાં જીવ છે ત્યાં લગી આ માર્ગેથી કીડીનો પણ સંચાર થવાનો નથી.

( એવે કનકમાલિકા તથા પદ્મપ્રભા પ્રવેશ કરે છે )

**કનકમાલિકા**—કેમ હેમપુષ્પિકા ! રક્ષણ તો બરાબર કરોછોને ?

**હેમપુષ્પિકા**—હા સખિ ! પ્રત્યક્ષ વાસવની પણ દેન થોઇ નથી કે આ માર્ગે થઇ કોઇ પણ કન્યાને લઇ જઇ શકે.

( એવે જવનિકાંતર્ગત પશ્ચિમ દિશા ભણીથી મહાભયંકર શાર્દૂલનો ઘૃઘૃઘૃ એમ પાંચ વાર વિયતને વિડારી નાખે એવો શબ્દ થાયછે અને તેનો પ્રતિધ્વનિ અનેક રવમાં મેઘવત્ ગરગડી ઉઠે છે, ને વળી નાસો, નાસો ! નવ હથ્થો, નવ હથ્થો ! વાઘ આવે છે, વાઘ આવે છે ! એવો અનેક માણસો પોકાર કરે છે. તે શબ્દ સાંભળી કનકમાલિકાદિ સહચરીઓ અને પ્રાણીમાત્ર રંગમાં ભંગ કરી નાસાનાસ કરી મૂકે છે અને શરનીરો

---

( चा ) હાર્દિક્ય—કૃતવર્મા આ વાક્યથી સત્યભામા સુરક્ષિત હતી તથા કૃતવર્મા પોતે જમેદવાર હોવાથી રક્ષણ કરતો હતો એમ સૂચવ્યુ. પૂર્વે કનકમાલિકા તથા રૂકિમણીએ સત્યભામા કૃષ્ણને ન મળે એવી જે યુક્તિ રચી હતી તે અહીં સફળ કરી બતાવી છે

( छा ) હંજિકા, હયપુચ્છી—ઇત્યાદિ કનકમાલિકાની સખીઓ જેમને તેણે સત્યભામાનુ રક્ષણ કરવાને મૂકી હતી તેમનાં નામ છે.

